અનાદિથી સંસારી જીવે નથી કરેલ તે

# મોક્ષની ક્રિયા

પુસ્તક પહેલું

: લેખક :

રામજીભાઈ માણેકચંદ દોશી

પ્રાપ્તિસ્થાન
શિષ્ટ સાહિત્ય ભંડાર
દાસ કુંજ—મોટા આંકડિયા—કાઠિયાવાડ

## — स्तुति —

मंगलं भगवान् वीरो, मंगलं गौतमो गणी।
मंगलं कुन्दकुन्दार्यो जैनधर्मोऽस्तु मंगलम्॥

आत्मा ज्ञानं स्वयं ज्ञानं ज्ञानादन्यत् करोति किम्।
परभावस्य कर्तात्मा मोहोऽयं व्यवहारिणाम्॥

अज्ञानतिमिरान्धानां ज्ञानाञ्जनशलाकया।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः॥

---

કેટલાક મુમુક્ષુ ભાઈઓએ
જ્ઞાન પ્રભાવનાના હેતુથી
'મોક્ષની ક્રિયા' સસ્તી
કિંમતે મળે તે માટે ઘટતી
રકમ આપવાની ગોઠવણ
કરેલી હોવાથી તેમની
ઇચ્છાનુસાર આ ગ્રંથની
કિંમત સ્થાનિક ૦-૧૦-૦
અને બહારગામ ૦-૧૨-૦
રાખેલ છે —પ્રકાશક

અ

મૂલ્ય
100

મુદ્રક પ્રકાશક
જમનાદાસ માણેકચંદ રવાણી
શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય અને કાર્યાલય
દાસ કુંજ, મોટા આંકડિયા—કાઠિયાવાડ

# અર્પણ

પરમ પૂજ્ય પરમ ઉપકારી શાસનોદ્ધારક
અધ્યાત્મ યોગી
**શ્રી કાનજી સ્વામીની**
પરમ પવિત્ર સેવામાં



આપશ્રીએ આ પામર પર પરમ ઉપકાર કર્યો છે. આપશ્રી વીતરાગ ધર્મની મહા પ્રભાવના કરી રહ્યા છો. અનંત વીતરાગોએ કહેલ મોક્ષમાર્ગ શું છે અને તે પામવાની ખરી ક્રિયા શું છે તે આપ આ ભરત ભૂમિમાં આપની શ્રુત ગંગાના ધોધમાર પ્રવાહ દ્વારા મુમુક્ષુ જીવોને પ્રત્યક્ષ સમજાવી રહ્યા છો. ભગવાને કહેલી ક્રિયા તું આપ સ્થાપન કરી રહ્યા છો. આપનો પવિત્ર ઉપદેશ સાંભળી અનેક જીવો પાવન થયા છે અને થતા જાય છે તેથી 'મોક્ષની ક્રિયા'નું આ લઘુ પુસ્તક અત્યંત ભક્તિભાવે આપશ્રીને અર્પણ કરી આપના પવિત્ર ચરણ કમળમાં રજુ કરું છું.

આપનો
દાસાનુદાસ
રામજી

રાગનુ નબળ રાજ્ય વર્તે છે (૧૦) વૈરાગ્યાદિ વ્યવહારમા મોટી વિટંબના કરી મોક્ષમાર્ગનો અંતરાય કરી બેઠા છે (૧૧) તુચ્છ પામર પુરુષો વિરાધક વૃત્તિના ઘણી અગ્રભાગે વર્તે છે (૧૨) કિંચિત્ સત્ય બહાર આવતા તેમને પ્રાણઘાત તુલ્ય દુ:ખ લાગતુ હોય તેમ જણાય છે ( જુઓ શ્રીમદ્ રાજચંદ્ર પા ૭૦૨ )

૩. શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્રમા તેઓ નીચે પ્રમાણે કહે છે કે –

**વર્તમાન આ કાળમા મોક્ષમાર્ગ બહુલોપ**
**વિચારવા આત્માર્થીને ભાખ્યો અત્ર અગોપ્ય. ૨.**

૪. આ ઉપરથી સિદ્ધ થાય છે કે (૧) તે વખતે મોક્ષમાર્ગના જાણનાર બહુ અલ્પ હતા (૨) રૂઢીથી જેઓ તેને માનતા તેને વીતરાગ ધર્મની પ્રતીતિ ( સાચી માન્યતા) નહોતી (૩) અન્યમતને વીતરાગનો મત સમજી તેઓ પ્રવર્તતા

## ત્યાર પછીથી હાલ સુધીની પરિસ્થિતિ

૫ આ દેશમા ત્યારપછી અગ્રેજી કેળવણીનો ઘણો પ્રચાર થયો અને જીવન નિર્વાહ ચલાવવાના સાધનો તગ થતા તે મેળવવામા લોકો પોતાનો મોટો ભાગ ગાળવા લાગ્યા એટલે વીતરાગી તત્ત્વજ્ઞાનથી સમાજનુ લક્ષ વિશેષ દૂરદૂર થવા લાગ્યુ અને ચાલતી ધર્મક્રીઓ પ્રત્યે કેળવણી પામેલા લોકોના મોટા ભાગને અરુચિ થતી ચાલી

૬ જૈનધર્મ એ જુદાઈ વાડો નથી છતા તેના અનુ

૯. આ હિલચાલની અસર જેઓ-કુળધર્મથી જૈનો છે તેને થયા વિના ન રહે એ દેખીતું છે. તે હિલચાલમાં 'અહિંસા'ને સ્થાન આપવામાં આવ્યું છે એમ જૈનોને લાગતાં તે તરફ જૈન સમાજ પ્રેરાયો. તેનું પરિણામ એ આવ્યું કેઃ- જૈન સમાજનો કેટલોક ભાગ 'રાષ્ટ્રધર્મ' એજ વીતરાગ ધર્મ છે અથવા તેનો એક ભાગ છે એમ સમજવા લાગ્યો. પરિણામે વીતરાગ-વિજ્ઞાનથી સમાજ વિશેષ દૂર થયો.

૧૦. આ હિલચાલને અંગે જૈન યુવક સંઘો સ્થપાયા. અને તેનો મુખ્ય કાર્યક્રમ સમાજ સુધારણા તેમજ સમાજ સેવાનો રહ્યો. એ પ્રવૃત્તિને ધર્મનું નામ આપી ટેકો આપવા માટે પુસ્તકો અને વર્તમાન પત્રો પ્રગટ થયાં; તેમાં તીર્થંકર ભગવાનોના ચરિત્રોમાંથી તેમના કાર્યક્રમને ટેકો મળે છે અને તેજ ખરો જૈનધર્મ છે એવી મતલબના લેખો આવવા લાગ્યા.

૧૧. સમાજ મુખ્યપણે તત્ત્વજ્ઞાનથી રહિત હતો અને તેને પ્રિય લાગતાં કાર્યો જૈનધર્મને અનુકૂળ છે એવા લેખો વાંચવા મળતાં, પોતે જૈનધર્મના ખરા અનુયાયી છે એવી ભ્રમણારૂપ માન્યતા તેમનામાં પેદા થઈ અને તે દૃઢ થઈ. લેખોની પરીક્ષા લેવામાં આવે અને તેમાં છ દ્રવ્યોનાં નામ શું, પંચાસ્તિકાયના નામો શું, નવ તત્ત્વના નામો શું, સામાયિક, પ્રતિક્રમણ, પ્રત્યાખાન તપ, ક્રિયા, વિગેરેના ખરા અર્થ શું છે તે સવાલો પુછ્યા હોય તો તેનું પરિણામ લગભગ શુન્યવત્ આવે.

એ પ્રમાણે તત્ત્વજ્ઞાનના અજાણપણાની દશા હોય ત્યાં નિશ્ચયનય અને વ્યવહારનયના ખરા અર્થની ખબર તો કયાંથી જ હોય તે સહેજે કલ્પી શકાય છે

એક વિચિત્રતા.

૧૨–સંસારને લગતા બધા ધધામાં જેણે જે ધધાનો પાકો અભ્યાસ કર્યો હોય તેજ તેને લગતા લેખો વર્તમાનપત્રોમા લખે. જેમકે વૈદકશાસ્ત્ર ઉપર કોઇ વકીલ લેખ ન લખે, પણ ધર્મનું ક્ષેત્ર લોકોએ એવુ માન્યુ છે કે–ગમે તે વ્યક્તિ, પછી તે તત્ત્વજ્ઞાનથી વચિત હોય તો પણ ધર્મ વિષય ઉપર લેખો લખી શકે અને તે લેખક સમાજમા કાંઇક પ્રતિષ્ઠિત હોય તો તેનુ કથન આધારભૂત મનાય વળી એમ પણ માનવામા આવે છે કે–આવી ચર્ચાથી સત્ય શુ છે તેનુ શોધન થઇ શકે. આ માન્યતા સાચી હોય તો તેનો અર્થ એ થાય છે કે ધર્મને લગતા લેખો માટે તે વિષયના ખાસ અભ્યાસની જરૂર નથી, અને ધર્મ તો જાણે સાવ રેઢીયાળ જ છે!

૧૩ ગૃહસ્થ સમાજની આ દશા છે ત્યારે ત્યાગી સમાજની સ્થિતિ શુ છે તે આપણે જોઇએ. કેટલાક સપ્રદાયોમા ત્યાગીઓની સખ્યા વધારવા તરફ ખાસ ધ્યાન અપાતુ હોવાની ફરિયાદો થવા લાગી યુવક સમાજ અને ત્યાગી સમાજ તથા તેને ટેકો આપનાર ગૃહસ્થ સમાજ વચ્ચે ઘર્ષણ ઉત્પન્ન થવા લાગ્યુ. ત્યાગીઓ વચ્ચે બાહ્ય બાબતોમા તીવ્ર કલેશરૂપ મતભેદ ઉત્પન્ન થવા લાગ્યા તેને અંગે વર્તમાન પત્રોમા ખૂબ જોરથી

સંમિસામા આક્ષેપો કરવામાં આવે છે. પરિણામે સાધુ સમાજની સંખ્યામાં વધારો થયો હોય તોપણ, અનેક કારણોએ તે સમાજ તત્ત્વજ્ઞાનથી મુખ્યપણે વંચિત રહેલ છે. કેટલાક ત્યાગીઓ સમાજને અનુકુળ વિષયોને ધર્મનું સ્વરૂપ મનાવે છે અને કેટલાક ઉપદેશકો કહે છે કે-આ કાળ ધર્મ પામવા માટે લાયક નથી; છતાં તેઓ સાધુઓની સંખ્યા વધારતા જ જાય છે.

૧૪. આ પ્રમાણે શ્રીમદે જણાવેલા ૧૨ મુદ્દાઓમાંથી નં-૬-૭-૧૧-૧૨ મુદ્દાઓ વિશેષપણે પુષ્ટ થયા છે એમ તટસ્થ વિચારકને લાગ્યા વિના રહેશે નહીં.

## તત્ત્વજ્ઞાનના રસિક જનો.

૧૫. ઉપરના કથનનો અર્થ એવો નથી કે તત્ત્વજ્ઞાનના રસિકજનો કોઇ છે જ નહીં. વીતરાગનું શાસન પાંચમા આરાના છેડા સુધી રહેવાનું છે. પાંચમો આરો ૨૧૦૦૦ વર્ષનો છે. તેમાં હજુ ૨૫૦૦ વર્ષ માત્ર થયાં છે તેથી વીતરાગી ધર્મને સમજવાની રુચિવાળા જીવો હોવાજ જોઇએ. એટલે આ બાબતમાં શું શું થયું છે તે હવે આપણે જોઇએ.

૧૬. શ્રીમદ્ રાજચંદ્રે ગુજરાત કાઠિયાવાડમાં જનસમાજને અધ્યાત્મ સમજાવ્યું અને અધ્યાત્મના પ્રચાર અર્થે 'શ્રી પરમશ્રુત પ્રભાવક મંડળ સ્થાપ્યું.' એ રીતે જન સમાજ ઉપર (મુખ્યત્વે ગુજરાત કાઠિયાવાડ પર) તેમનો મહાન ઉપકાર વર્તી રહ્યો છે.

૧૭. શ્રી પરમ શ્રુત પ્રભાવક મંડળ તરફથી શ્રી કુંદ-

કુંદાચાર્યે બનાવેલા પરમાગમો શ્રી સમયસાર, પ્રવચનસાર, પંચાસ્તિકાય, શ્રી યોગીન્દ્ર દેવકૃત શ્રી પરમાત્મા પ્રકાશ, શ્રી ઉમાસ્વામીકૃત તત્ત્વાર્થ સૂત્ર, શ્રી અમૃતચંદ્ર આચાર્ય કૃત પુરુષાર્થ સિદ્ધિઉપાય, શ્રી નેમીચંદ સિદ્ધાંત ચક્રવર્તી કૃત દ્રવ્યસંગ્રહ, ગોમટસાર વિગેરે ગ્રંથો હીંદી ભાષામાં પ્રગટ કર્યાં, અને 'શ્રીમદ્ રાજચંદ્ર' ગુજરાતીમાં પ્રગટ કર્યું.

૧૮. કલકત્તા અને બીજા સ્થળોએથી અર્થ પ્રકાશિકા, સમાધિશતક, સર્વાર્થસિદ્ધિ, રાજવાર્તિક, રત્નકરંડ શ્રાવકાચાર, નિયમસાર અને અષ્ટપાહુડ, સમયસાર નાટક, મોક્ષમાર્ગ પ્રકાશક, જૈનસિદ્ધાંત પ્રવેશિકા, જૈનસિદ્ધાંત દર્પણાદિ અનેક તત્ત્વના ગ્રંથો હીંદી ભાષામાં પ્રગટ થયાં.

૧૯. ગુજરાત કાઠિયાવાડના જૈનધર્મના જુદા જુદા ફીરકાના સંઘોએ આ પુસ્તકો (અગર તેમાંના કેટલાક) તેમની લાઇબ્રેરી માટે ખરીદ કર્યાં તેમજ ગુજરાત કાઠિયાવાડના કેટલાક જૈનોએ પણ તે ખરીદ કર્યાં. લોકોના હાથમાં આ સાહિત્ય આવતાં કેટલાકે તેનું વાંચન કર્યું. અને તે ઉપરથી તત્ત્વને લગતા પ્રશ્નો ઉઠવા લાગ્યા. તેમજ તટસ્થવૃત્તિના જીવો તેમાં રસ લેવા લાગ્યા. એ રીતે ગુજરાત કાઠિયાવાડમાં અધ્યાત્મ રસનાં જે બીજ શ્રીમદે વાવ્યાં હતાં તે ઉગતા દેખાવા લાગ્યાં.

## એક પવિત્ર પ્રસંગ

૨૦. સંવત ૧૯૭૮માં શ્રી વીરશાસનના ઉદ્ધારનો, અનેક મુમુક્ષુઓના મહાન પુણ્યોદયને સૂચવતો એક

પવિત્ર પ્રસંગ બન્યો કોઇ ધન્ય પળે શ્રીમદ્ ભગવત્કુંદકુંદાચાર્ય કૃત શ્રી સમયસાર નામનો મહાન ગ્રંથ પરમપૂજ્ય સદ્દગુરુદેવ શ્રી કાનજી સ્વામીના હસ્ત કમળમાં આવ્યો; સમયસાર વાંચતાંજ તેમના હર્ષનો પાર ન રહ્યો જેની શોધમાં તેઓ હતા તે તેઓને મળી ગયું. ( શ્વેતામ્બર આગમો તેની ટીકાઓ અને ગ્રંથોનો અભ્યાસ તે પહેલા તેઓએ કર્યો હતો. ) શ્રી સમયસારજીમાં અમૃતના સરોવર છલકાતાં મહારાજશ્રીના અંતર નયને જોયા. એક પછી એક ગાથા—ટીકા વાંચતા ઘુંટડા ભરી ભરીને તે અમૃત પીધું. ગ્રંથાધિરાજ સમયસારજીએ મહારાજશ્રી પર અલૌકિક અનુપમ ઉપકાર કર્યો. અને તેમના આત્માનંદનો પાર ન રહ્યો. મહારાજશ્રીના અંતર્જીવનમાં પરમ પવિત્ર પરિવર્તન થયું. ભુલી પડેલી પરિણતિએ નિજઘર દેખ્યું, ઉપયોગ ઝરણાનાં વહેણ અમૃતમય થયાં; જિનેશ્વર દેવના સુનંદન ગુરુદેવની જ્ઞાનકળા હવે અપૂર્વ રીતે ખીલવા લાગી.

### અધ્યાત્મ–જ્ઞાનની પ્રભાવના

૨૧. પરમપૂજ્ય સદ્દગુરુદેવ શ્રી કાનજી સ્વામીનું ચાતુર્માસ સં ૧૯૯૦ માં રાજકોટ સદરમાં હતું તે-વખતે તેઓએ શ્રી સમયસારની શરૂઆતથી ૯૯ ગાથા સુધીનો અર્થ–તેમની મધુર અને બાળ ગોપાળને સમજાય તેવી ઘરગથ્થુ ભાષામાં સમજાવી તેના અતિ ગહન આશયો પ્રગટ કર્યો, ત્યારથી સમાજની અધ્યાત્મ વૃત્તિ જાગૃત થવા લાગી.

૨૨ સં ૧૯૯૦નું ચાતુર્માસ પૂરું થતાં તેઓશ્રી જામનગર પધાર્યા ત્યાં શ્રી સમયસારનું વ્યાખ્યાન ચાલુ રહ્યું એ રીતે કાઠિયાવાડમાં અધ્યાત્મનો પ્રચાર ચાલવા લાગ્યો જૈનધર્મના તત્ત્વને લગતી તેઓશ્રીની માન્યતા બદલેલી હોવાથી **તેઓએ સં. ૧૯૯૧ ના ચૈત્ર સુ ૧૩ના પવિત્ર દિવસે** સ્થાનક સંપ્રદાયનો ત્યાગ સોનગઢ મુકામે કર્યો તેઓશ્રીનો મુખ્ય નિવાસ સોનગઢમાં જ છે સં ૧૯૯૫ માં ૬ માસ સુધી અને સં ૧૯૯૮માં લગભગ નવ માસ તેઓશ્રી રાજકોટ સદરમાં બીરાજ્યા હતા તે વખત તથા વિહારનો કાળ બાદ કરતાં બાકીનો વખત તેઓશ્રી સોનગઢમાં જ રહી છેલ્લા દશ વર્ષથી કાઠિયાવાડમાં વીતરાગ દેવના તત્ત્વજ્ઞાનનો અમૃત વરસાદ ધોધમાર વરસાવી રહ્યા છે અને તેનો લાભ અનેક મુમુક્ષુઓ લઈ રહ્યા છે

## આ ગ્રંથની તૈયારી

૨૩ ઘણા મુમુક્ષુજીવો અધ્યાત્મ જ્ઞાનમાં રસ લેતા થયા તેથી ધર્મની ખરી ક્રિયા શું છે તે જાણવા તેમની ઈન્તેજારી વધી કેટલાક ઉપદેશકો શરીર–જડની ક્રિયાથી ધર્મ થાય એમ સમજાવી રહ્યા હતા લોકો જે સામાયક, પ્રતિક્રમણ, પચ્ચખાણ, તપ, ઉપવાસ, દાન, ભક્તિ, દેવદર્શન, પૂજા વિગેરે કરે છે તે જ ભગવાને કહેલી ક્રિયા છે અને તે કરતાં કરતાં હળવે હળવે ધર્મ થશે એમ સમજાવવા લાગ્યા કુળ ધર્મના ગુરુ જે કાંઈ કહે તે માની લેવાની ટેવ સાંપ્રદાયિક મનોવૃત્તિવાળા જીવોમાં હોય છે તેથી એ ક્રિયાથી પોતાનો ઉદ્ધાર થઈ જશે એવી ભ્રમિત માન્યતા તેઓ સેવ્યા કરે છે

૨૪ કેટલાક ઉપદેશકો તો એમ કહે છે કે-અમે હાલ ચાલતી ક્રિયાના મહા ઉપાસક છીએ તેના અમે ઉપદેશક છીએ લોકો આ કાળે ધર્મ સમજી શકે નહિ માટે તેઓ જેવી રીતે ક્રિયાઓ કર્યા કરે છે તેમ તેઓએ કર્યા કરવી આ રીતે તેઓ મૂઢતાને પોષે છે જો આ કાળમા જીવ ધર્મ પામી શકે નહીં તો તેઓ સાચા ઉપદેશકો કે ત્યાગી શી રીતે ગણાય ? ધર્મને લાયક કાળ ન હોય તો દીવસે દીવસે સાધુઓની સખ્યા વધારવાથી શુ લાભ છે ? આ કાળે જીવ ધર્મ ન પામી શકે તો તેઓ ખરી સાધુ દિક્ષા શી રીતે લઇ શકે અને ખરા સાધુ કેમ થઈ શકે ?

૨૫ આવી પરિસ્થિતિમા કેટલાક મુમુક્ષુભાઇઓ ' વીતરાગદેવે પરૂપેલી ક્રિયા કઇ છે તેને લગતુ એક પુસ્તક લખાય તો સારૂ ' એમ કહેવા લાગ્યા, તેમની ભાવના વ્યાજબી લાગતા પરમ પૂજ્ય સદ્ગુરુદેવ શ્રી કાનજી સ્વામીના મુખકમળથી નીકળતી શ્રુતગગામાથી જે કાઈ આ સબધમા હુ ગ્રહણ કરી શકયો છુ તે મે આ ગ્રથમા જણાવેલ છે તેમા વીતરાગ વિજ્ઞાન અનુસાર કથન કરવા મે કાળજી રાખી છે

૨૬ આ ગ્રથમા નીચેના વિષયો લેવામા આવ્યા છે – (૧) જ્ઞાન ક્રિયાભ્યામ મોક્ષ (૨) જ્ઞપ્તિ ક્રિયા (૩) કરોતિ ક્રિયા (૪) મોક્ષને કાતરનારી ક્રિયા (૫) કુ સામાયિક ક્રિયા, સુ સામાયિક ક્રિયા (૬) કુ પ્રતિક્રમણ–સુ પ્રતિક્રમણ (૭) સાચુ પ્રત્યાખ્યાન (પચ્ચખાણ) (૮) સાચુ તપ (૯) સાચી ગુપ્તિ સમિતિ (૧૦) ધર્મ–અનુપ્રેક્ષા, પરિષહજયનુ સ્વરૂપ (૧૧) ભક્તિ (૧૨) પ્રશસ્ત દાન,

શીલ, તપ, ભાત્ર (૧૩) દેહદમન, ઇન્દ્રિય નિગ્રહનો ખરો અર્થ (૧૪) મોક્ષમાર્ગમાં જ્ઞાન અને ક્રિયાના કેટલા કેટલા ટકા. (૧૫) જીવે પ્રથમ શું કરવું (૧૬) નિમિત્ત પર-દ્રવ્યને કાંઇ કરી શકે નહી (૧૭) નિશ્ચય- વ્યવહારનું સ્વરૂપ (૧૮) જીવની અનાદિથી ચાલી આવતી ભૂલો. (૧૯) જીવના અનાદિના સાત વ્યસનો એ વિગેરે વિષયો લેવામાં આવ્યા છે.

## વાંચકોને વિનંતિ.

૨૭. મુમુક્ષુઓને નીચેની બાબતો ખાસ લક્ષમાં રાખવા વિનંતિ છેઃ-

(૧) સમ્યગ્દર્શનથી જ ધર્મની શરૂઆત થાય છે.

(૨) સમ્યગ્દર્શન પામ્યા સિવાય કોઇપણ જીવને સાચાં વ્રત, સામાયિક, પ્રતિક્રમણ, તપ, પ્રત્યાખાન વિગેરે હોય નહીં. કેમકે તે ક્રિયા, પ્રથમ પાંચમે ગુણસ્થાને શુભભાવ રૂપે હોય છે.

(૩) શુભભાવ જ્ઞાની અને અજ્ઞાનીને બન્નેને થાય છે પણ અજ્ઞાની તેનાથી ધર્મ થશે એમ માને છે અને જ્ઞાની (તે હેય બુદ્ધિએ હોવાથી) તેનાથી કદી ધર્મ થાય નહીં એમ માને છે

(૪) આ ઉપરથી શુભભાવ કરવાની ના પાડવામાં આવે છે એમ સમજવુ નહી પણ **તેને ધર્મ માનવો નહીં કે તેથી ક્રમે ક્રમે ધર્મ થશે એમ માનવુ નહીં,** કેમકે અનંત વીતરાગોએ તેને બંધનું કારણ કહ્યું છે

(૫) એક દ્રવ્યબીજા દ્રવ્યનુ કાંઈ કરી શકે નહી, પરિણ

માવી શકે નહીં, પ્રેરણા કરી શકે નહીં, અસર, મદદ કે ઉપકાર કરી શકે નહીં, લાભ નુકશાન કરી શકે નહીં, મારી જીવાડી શકે નહીં, સુખ દુખ આપી શકે નહીં એવી દરેક દ્રવ્ય-ગુણ પર્યાયની સંપૂર્ણ સ્વતંત્રતા અનંત જ્ઞાનીઓએ પોકારી પોકારીને કહી છે.

**(૬) જિનમતમાં તો એવી પરિપાટી છે કે પહેલાં સમ્યક્ત્વ હોય પછી વ્રત હોય; હવે સમ્યક્ત્વ તો સ્વ-પરનુ શ્રધ્ધાન થતાં થાય છે, તથા તે શ્રધ્ધાન દ્રવ્યાનુયોગનો અભ્યાસ કરતાં થાય છે, માટે પહેલાં દ્રવ્યાનુયોગ અનુસાર શ્રધ્ધાન કરી સમ્યગ્દષ્ટિ થવુ.**

(૭) પહેલે ગુણસ્થાને જિજ્ઞાસુ જીવોને શાસ્ત્રનો અભ્યાસ, વાચન મનન, જ્ઞાની પુરુષનો ધર્મોપદેશ સાંભળવો, નિરંતર તેમના સમાગમમા રહેવુ, દેવ દર્શન, પૂજા, ભકિત,દાન વગેરે શુભ ભાવો હોય છે પરંતુ પહેલે ગુણસ્થાને સાચા વ્રત, તપ વગેરે હોતા નથી

૨૮ ઉપલક દૃષ્ટિએ જોનારને નીચેની બે શંકા થવાનો સંભવ છે –

(૧) આવા કથન સાંભળવાથી કે વાચવાથી લોકોને ઘણું નુકશાન થવા સંભવ છે (૨) હાલ લોકો જે કાંઈ વ્રત, પચ્ચખાણ, પ્રતિક્રમણાદિ ક્રિયા કરે છે તે છોડી દેશે

તેનો ખુલાસો નીચે પ્રમાણે છે –

સત્યથી કોઈપણ જીવને નુકશાન થાય એમ કહેવુ તે ભૂલભરેલુ છે અર્થાત્ અસત કથનથી લોકોને લાભ થાય એમ

માનવા બરાબર થાય છે સત્ સાભળવાથી કે વાચવાથી જીવોને કાંઈ નુકશાન થાય જ નહિ અને વ્રત-પચ્ચખાણુ કરનારાઓ જ્ઞાની છે કે અજ્ઞાની છે તે જાણવાની જરૂર છે. જો તેઓ અજ્ઞાની હોય તો તેને સાચા વ્રતાદિ હોતાં જ નથી તેથી તે છોડવાનો પ્રશ્ન જ નથી જો વ્રત કર નાર જ્ઞાની હશે તો છદ્મસ્થ દશામા તે વ્રત છોડી અશુભમા જશે તેમ માનવુ ન્યાય વિરુદ્ધ છે. એમ બને કે તે ક્રમેક્રમે શુભભાવને ટાળી શુદ્ધને વધારે પણ તે તો લાભનુ કારણ છે નુકશાનનુ કારણ નથી માટે સત્ય કથનથી કોઈને નુકશાન થાય નહિ

૨૯. આ રીતે જીવોને સત્યનું સ્વરૂપ અને મોક્ષ પામવાની ખરી ક્રિયાનું સ્વરૂપ બતાવતુ આ પુસ્તક સર્વને હિતનુ જ કારણ છે.

૩૦. ઘણા જીવો ધર્મ કરવા માગે છે અને તે માટે ક્રિયા કરવા માગે છે પણ " **કઇ ક્રિયા કરવાથી ધર્મ થાય** " એના સાચા ભાન વગર ધર્મને નામે અધર્મનુ સેવન કરી રહ્યા હોય છે તેથી **ધર્મની ક્રિયા શું છે તેનું વાસ્તવિક સ્વરૂપ આ પુસ્તકમાં આપવામાં આવેલ છે...**માટે તેનો કાળજી પૂર્વક અભ્યાસ કરવા જિજ્ઞાસુ જીવોને ખાસ વિનતિ છે

| | |
|---|---|
| પોષ સુદ ૫ | રામજી માણેકચંદ દોશી |
| સં-૨૦૦૧ | પ્રમુખ |
| સોનગઢ | શ્રી જૈન સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટ |

# વિષય-સૂચિ

## જૈન શાસ્ત્રોના અર્થ કરવાની પદ્ધતિ.

જૈન શાસ્ત્રોમાં વસ્તુનું સ્વરૂપ સમજવાના બે પ્રકાર છે નિશ્ચયનય અને વ્યવહારનય

૧) નિશ્ચયનય એટલે – વસ્તુ સત્યાર્થપણે જેમ હોય તેમજ કહેવું તે એટલે નિશ્ચયનયની મુખ્યતાથી જ્યાં કથન હોય ત્યાં તેને તો સત્યાર્થ એમજ છે એમ જાણવું અને

(૨) વ્યવહારનય એટલે કે – વસ્તુ સત્યાર્થપણે તેમ ન હોય પણ પર વસ્તુ સાથેનો સંબંધ બતાવવા માટે કથન હોય—જેમકે ' ઘીનો ઘડો ' તે ઘીનો નથી પણ માટીનો છે છતા બન્ને એક જગ્યાએ રહે છે તેટલું બતાવવા તેને ઘીનો ઘડો કહેવામા આવે છે એવી રીતે જ્યાં વ્યવહાર નયથી કથન હોય ત્યાં ખરેખર તેમ નથી પણ નિમિત્તાદિ બતાવવા માટે તે ઉપચારથી કથન છે એમ સમજવું

બન્ને નયોના કથનને સત્યાર્થ જાણવું એટલે કે ' આ પ્રમાણે પણ છે તથા આ પ્રમાણે પણ છે ' એમ માનવું તે ભ્રમ છે માટે નિશ્ચય કથનને સત્યાર્થ જાણવું અને વ્યવહાર કથનને સત્યાર્થ ન જાણવું પરંતુ નિમિત્તાદિ બતાવનારું તે કથન છે એમ સમજવું

આ પ્રમાણે બન્ને નયોના કથનનો અર્થ કરવો ન બન્નેને સરખું ગણવું કે બન્નેને આ રીતે ભાવ માનવા તે ભ્રમ છે સત્યાર્થને જ આદરવા લાયક જાણવું જોઈએ.

[મોક્ષમાર્ગ પ્રકાશક પા નયો ના આધારે]
નય જ્ઞાનનું ૫ મું નિમિત્ત-ઉપાદાનસ્વરૂપ અનુકૂળ પરવસ્તુ

## જ્ઞપ્તિક્રિયાની વ્યાખ્યા

જ્ઞપ્તિ ક્રિયા:-જ્ઞાનની વિકાર રહિત નિર્મળ ક્રિયા એટલે જ્ઞાનની એકાગ્રતા [-અર્થાત્ જ્ઞાન સ્વભાવી આત્મામાં પુણ્ય-પાપ રહિત જ્ઞાનની એકાગ્રતા ] તે જ્ઞપ્તિ ક્રિયા છે.

## કરોતિક્રિયાની વ્યાખ્યા

કરોતિક્રિયા -જડનું કર્તવ્ય મારું, પુણ્ય-પાપના ભાવનું કર્તવ્ય મારુ, જડની અવસ્થા મારા હાથમા છે એવી જે માન્યતા એટલે કે હું જડની ક્રિયા કરી શકું અને વિકારી પરિણામ મારાં એવો અભિપાય તે કરોતિ-ક્રિયા છે.

નોંધ —(૧) જડની અવસ્થા મારાથી થાય છે એવો ભાવ અને પુણ્ય-પાપના પરિણામ મારાં એવો ભાવ અર્થાત્ કરોતિક્રિયા જ્ઞાનીને હોતી નથી, પણ જ્ઞપ્તિક્રિયા (જ્ઞાન-ક્રિયા) હોય છે. (૨) જીવ પરનુ કાંઈ કરી શકતો નથી. તેથી પરની કોઇ ક્રિયા તે જીવની ક્રિયા નથી.



श्री सद्‌गुरुदेवाय नमः।

## પ્રકરણ : ૧

## જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષઃ ભાગ-૧

૧:-પ્રકરણને મથાળે આપેલું સૂત્ર બહુ નાનું છે, પણ તેનો અર્થ સામાન્ય માણસો કે જેઓ પોતે ધર્મી હોવાનું માને છે, તેઓ મોટે ભાગે સમજતા નથી, તેથી અહીં લખવામાં આવે છે.

૨:-ક્રિયા શબ્દના અર્થ નીચે પ્રમાણે છે.

(૧) આત્મા કે પુદ્‌ગલનું એક આકાશ પ્રદેશથી બીજા આકાશ પ્રદેશમાં ગમન તે ક્રિયા; આ વ્યાખ્યા શ્રી રાજ-વાર્તિકમાં નીચે પ્રમાણે આપી છે:-

उभय निमित्तापेक्षः पर्याय विशेषो द्रव्यस्य देशांतर प्राप्ति हेतुः क्रियाः ॥१॥

અર્થ:- ઉભયનિમિત્ત એટલે અભ્યંતર અને બાહ્ય કારણો દ્વારા જે દ્રવ્યને એક દેશથી બીજા દેશની પ્રાપ્તિ થાય છે એવી વિશેષ પર્યાય [અવસ્થા] નું નામ ક્રિયા છે. (જુઓ રાજવાર્તિક અધ્યાય ૫ સૂત્ર ૭ નીચે પહેલી કારિકા પાનું ૮૪) [આ ક્રિયાને મોક્ષ સાથે સંબંધ નથી.]

(૨) ક્રિયાનો બીજો અર્થ પરિણતિ છે, શ્રી સમયસારમા કલશ ૫૧ મા ક્રિયાનો અર્થ નીચે પ્રમાણે આપ્યો છે

य परिणमति स कर्ता य परिणामो भवेत्तु तत्कर्म।
या परिणति क्रिया सा त्रयमपि भिन्न न वस्तुतया ॥५१॥

અર્થ—જે પરિણમે છે તે કર્તા છે [ પરિણમનાર નુ ] જે પરિણામ છે તે કર્મ છે, અને જે પરિણતિ છે તે ક્રિયા છે, એ ત્રણેય વસ્તુપણે ભિન્ન નથી ૫૧ (જુઓ ગુજરાતી સમયસાર પાનુ ૧૨૬ )

(૩) આત્માના તથાવિધ પરિણામ તે જીવની ક્રિયા, કેમકે સર્વ દ્રવ્યોના પરિણામ લક્ષણ તે ક્રિયા છે, આત્માના પરિણામ તે આત્માની ક્રિયા હોવાથી જીવમયી ક્રિયા તે કહેવાય છે, જે દ્રવ્યની જે પરિણામરૂપ ક્રિયા છે તેનાથી તે દ્રવ્ય તન્મય છે, એ કારણે જીવ પણ તન્મય હોવાથી તે જીવમયી ક્રિયા તે જીવની (આત્માની) ક્રિયા છે [જુઓ શ્રી પ્રવચનસાર પાનુ—૧૭૧-૧૭૨ સસ્કૃત તથા હિંદી ટીકા] આત્મા અને જીવ એ એક જ અર્થમા વપરાય છે, તેથી તે પર્યાયવાચક શબ્દો છે

શ્રીમદ્ રાજચદ્રજી પણ તેમ જ નીચેના શબ્દોમા કહે છે—'સર્વ પદાર્થ અર્થ ક્રિયાસપન્ન છે, કઈને કઈ પરિણામ ક્રિયા સહિત જ સર્વ પદાર્થ જોવામા આવે છે, આત્મા પણ ક્રિયાસપન્ન છે' ( જુઓ શ્રી સર્વસામાન્ય પ્રતિક્રમણ આવશ્યક પાનુ—૮ )

૩—ક્રિયા શબ્દના અર્થ ઉપર કહ્યા તે ઉપરથી નીચે મુજબ સિદ્ધાતો મુકરર થાય છે

(૧) દરેક દ્રવ્યનુ પરિણામ તે ક્રિયા હોવાથી અને દ્રવ્યો છ પ્રકારના હોવાથી નીચેની છ ક્રિયા થઇ

अ જીવની ક્રિયા, તે ચૈતન્ય ક્રિયા [શુધ્ધ, શુભ, અશુભ]

ब પુદ્ગલની ક્રિયા એટલે એક પુદ્ગલથી માડીને અનતાનત પુદ્ગલોની થતી ક્રિયા, તે પૌદ્ગલિક ક્રિયા શરીર પુદ્ગલ હોવાથી તેની ક્રિયા તે જડ ક્રિયા છે

क ધર્માસ્તિકાયનુ પરિણમન તે ધર્માસ્તિકાયની ક્રિયા

ड અધર્માસ્તિકાયનુ પરિણમન તે અધર્માસ્તિકાયની ક્રિયા

इ આકાશનુ પરિણમન તે આકાશની ક્રિયા

फ કાળદ્રવ્યનુ પરિણમન તે કાળની ક્રિયા

(૨) જીવ અને પુદ્ગલનુ આકાશના એક ક્ષેત્રમાથી બીજા ક્ષેત્રમાં ગમન તે ગમન ક્રિયા.

[ઉપરની ब, क, ड, इ, फ અને પેરા (૨) મા જણાવેલી ક્રિયાઓ મોક્ષની ક્રિયા નથી]

૪-મોક્ષ જીવનો થાય છે, તેથી જીવની ક્રિયા વડે મોક્ષ થાય, જીવની ક્રિયા શુધ્ધ અગર અશુધ્ધ એમ બે પ્રકારે છે, તેમાથી જીવની શુધ્ધ ક્રિયા વડે મોક્ષ થાય, અને અશુધ્ધ ક્રિયા વડે સસાર થાય, માટે અહી જીવની શુધ્ધ ક્રિયા એવો અર્થ લેવો.

૫-જ્ઞાનનો અર્થ 'સમ્યગ્જ્ઞાન' થાય છે, અને ક્રિયાનો અર્થ 'શુધ્ધાતમ અનુભવ ક્રિયા' થાય છે, એ બાબતમા નીચે મુજબ સમયસાર નાટકમા કહ્યુ છે.

(દોહા)

શુધ્ધાતમ અનુભૌ ક્રિયા, શુદ્ધ ગ્યાન દ્રિગ દૌર
મુકિત પથ સાધન યહૈ વાગ્જાલ સબ ઔર ॥૧૨૬॥
(મર્મ વિશુધ્ધ દ્વાર)

સમ્યગ્દર્શન–શુધ્ધ જ્ઞાન અને શુધ્ધાત્મ અનુભવ ક્રિયા એ મોક્ષનો માર્ગ અને સાધન છે બીજું બધુ વાગ્જાળ છે ૧૨૬

આ ઉપરથી સાબિત થયુ કે ' ક્રિયા ' નો અર્થ આ જગ્યાએ જ્ઞાનમા સ્થિરતા એટલે કે શુધ્ધાત્મ અનુભવ ક્રિયા છે શુભ–અશુભ ભાવ ક્રિયા તે શરીરની ક્રિયા નહી ઉત્તરાધ્યયનસૂત્રના મોક્ષમાર્ગ અધ્યાયની ગાથા ૨૫ મા પણ તેમ જ કહ્યુ છે, તે નીચે પ્રમાણે છે

दसण नाण चरित्ते, तव विणए सच्च समिई गुत्तीमु।
जो किरिआ भाव रुइ, सो खलु किरिया रुइ नाम॥२५॥

( નો – સચ્ચ શ૮ સત્ ચ ॥ બીના છે સત્નો અર્થ ભૂતાર્થ, પરમાર્થ યથાર્થ સત્ય સમ્યક્ નિશ્ચય એ પ્રમાણે થ ય છે તેથી ગાથાનો અર્થ નીચે પ્રમાણે છે )

અર્થ –સમ્યક્દર્શન સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર, સમ્યક્તપ, સમ્યક્વિનય, સમ્યક્સમિતિ અને સમ્યક્ગુપ્તિમા જે જીવ ભાવક્રિયાની રુચિવાળો છે તે ખરો 'ક્રિયારુચિ' ના નામથી કહેવાય છે



## પ્રકરણ : ૨

## જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષઃ ભાગ–૨

૧:–પહેલા પ્રકરણમાં આત્માની શુદ્ધ અને અશુદ્ધ ક્રિયા એમ બે પ્રકારની ક્રિયા કહી, તે સંબંધે વધારે સ્પષ્ટતા અહીં કરવામાં આવે છે.

૨:–આત્માની શુધ્ધ ક્રિયાને ज्ञानक्रिया કહેવામાં આવે છે, અને આત્માની અશુધ્ધ ક્રિયાને क्रोधादिक्रिया કહેવામાં આવે છે; પહેલી એટલે જ્ઞાનક્રિયા કોઈ પણ જ્ઞાની નિષેધતા નથી અને બીજી એટલે ક્રોધાદિક્રિયા અનંત જ્ઞાનીઓએ નિષેધી છે. 'ક્રોધાદિ' એ શબ્દનો અર્થ 'જીવના મિથ્યાત્વ અને રાગ–દ્વેષરૂપ ભાવ' એવો થાય છે. આ સંબંધમાં શ્રી સમયસારમાં નીચે પ્રમાણે ગાથા ૬૯—૭૦ ની ટીકામાં ભગવાન શ્રી અમૃતચંદ્ર આચાર્યદેવે ફરમાવ્યું છેઃ–

'જેમ આ આત્મા જેમને તાદાત્મ્યસિદ્ધ સંબધ છે એવા આત્મા અને જ્ઞાનમાં વિશેષ [ તફાવત; જુદાં લક્ષણો ] નહિ હોવાથી તેમનો ભેદ નહિ દેખતો થકો, નિઃશંક રીતે જ્ઞાનમાં પોતાપણે વર્તે છે, અને ત્યાં [જ્ઞાનમાં પોતાપણે ] વર્તતો તે જ્ઞાનક્રિયા સ્વભાવભૂત હોવાને લીધે નિષેધવામાં આવી નથી માટે, જાણે છે–જાણુવારૂપ પરિણમે છે, તેવી રીતે જ્યાં સુધી આ આત્મા, જેમને સંયોગસિદ્ધ સંબંધ છે એવા આત્મા અને ક્રોધાદિ આસ્રવોમાં

પણ પોતાના અજ્ઞાનભાવને લીધે વિશેષ નહિ જાણતો થકો તેમનો ભેદ દેખતો નથી ત્યા સુધી નિ શ ક રીતે ક્રોધ દિમા પોતાપણે વર્તે છે, અને ત્યા [ક્રોધાદિમા પોતાપણે ] વર્તતો તે જો કે ક્રોધાદિ ક્રિયા પરભાવભૂત હોવાથી નિષેધવામા આવી છે, તો પણ તે સ્વભાવભૂત હોવાનો તેને અધ્યાસ હોવાથી ક્રોધરૂપ પરિણમે છે રાગરૂપ પરિણમે છે, મોહરૂપ પરિણમે છે ' × ×

૩ –જ્ઞાન ક્રિયાને 'ज्ञप्ति क्रिया' પણ કહેવામા આવે છે અને ક્રોધાદિ ક્રિયાને 'करोति क्रिया' પણ કહેવામા આવે છે તે અશુદ્ધ ક્રિયાના બીજા પણ નામો છે તે હવે પછી કહેવામા આવશે

૪ –કરવા રૂપ ક્રિયાની અ દરમા જાણવા રૂપ ક્રિયા ભાસતી નથી અને જાણવારૂપ ક્રિયાની અ દરમા કરવારૂપ ક્રિયા ભાસતી નથી માટે જ્ઞપ્તિ ક્રિયા અને કરોતિ ક્રિયા બન્ને ભિન્ન છે (જુઓ સમયસાર કળશ ૯૭)

' હુ પર દ્રવ્યને કરુ છુ ' એવા ભાવે જ્યારે આત્મા પરિણમે છે, ત્યારે તે કર્ત્તાભાવ રૂપ પરિણમન ક્રિયા કરતો હોવાથી અર્થાત્ કરોતિક્રિયા કરતો હોવાથી કર્તા જ છે, અને જ્યારે ' હુ પરદ્રવ્યને જાણુ છુ ' એમ પરિણમે છે, ત્યારે જ્ઞાતાભાવે પરિણમતો હોવાથી અર્થાત્ કરતો હોવાથી જ્ઞાતા જ ' (જુઓ પાનુ ૧૮૯ )

ઉપરના નિયમથી જડની ક્રિયા એ બે

જ્ઞાનીએ સ્વીકાર્યું નથી; પણ આત્માના સમ્યગ્જ્ઞાન અને જ્ઞાનની સ્થિરતારૂપ ક્રિયા એટલે કે શુદ્ધ જ્ઞાનની ક્રિયાવડે મોક્ષ થાય છે, એમ અનંત જ્ઞાનીઓએ સ્વીકાર્યું છે. જ્ઞપ્તિ ક્રિયાને સમ્યક્દર્શન-જ્ઞાનપૂર્વકનું સમ્યક્ચારિત્ર પણ કહેવામાં આવે છે.

૫૬:-જગતમાં જે ક્રિયા છે તે બધી પરિણામ= ( અવસ્થા, હાલત, દશા ) સ્વરૂપ હોવાથી ખરેખર પરિણામથી ભિન્ન નથી (-પરિણામ જ છે ); પરિણામ પણ પરિણામીથી [ દ્રવ્યથી ] ભિન્ન નથી, કારણ કે પરિણામ અને પરિણામી અભિન્ન વસ્તુ છે ( જુદી જુદી બે વસ્તુ નથી ). માટે એમ સિદ્ધ થયું કે, જે કોઈ ક્રિયા છે તે બધીયે ક્રિયાવાનથી [ દ્રવ્યથી ] ભિન્ન નથી; આમ વસ્તુ સ્થિતિથી જ અર્થાત્ વસ્તુની એવી જ મર્યાદા હોવાને લીધે ક્રિયા અને કર્તાનું અભિન્નપણું સદાય તપતું હોવાથી, જીવ જેમ વ્યાપ્યવ્યાપક ભાવથી પોતાના પરિણામ કરે છે, અને ભાવ્યભાવક ભાવથી તેને જ અનુભવે છે, તેમ જો વ્યાપ્યવ્યાપક ભાવથી પુદ્ગલ કર્મને પણ કરે અને ભાવ્યભાવક ભાવથી તેને જ ભોગવે તો તે જીવ, પોતાની અને પરની ભેગી મળેલી બે વિધિથી અભિન્નપણાનો પ્રસંગ આવતાં સ્વ-પરનો પરસ્પર વિભાગ અસ્ત થઈ જવાથી ( નાશ પામવાથી ) અનેક દ્રવ્ય સ્વરૂપ એક આત્માને અનુભવતો થકો મિથ્યાદૃષ્ટિપણાને લીધે સર્વજ્ઞના મતની બહાર છે. બે દ્રવ્યોની ક્રિયા ભિન્ન જ છે, જડની ક્રિયા ચેતન કરતું નથી, ચેતનની ક્રિયા જડ કરતું નથી. જે પુરુષ

એક દ્રવ્યને બે ક્રિયા કરતું માને તે મિથ્યા દૃષ્ટિ છે, કારણ કે બે દ્રવ્યની ક્રિયા એક દ્રવ્ય કરે છે, એમ માનવુ તે જિનનો મત નથી (સમયસાર ગાથા-૮૫ પાનુ ૧૨૪-૧૨૫) એ રીતે ક્રિયાનો અર્થ પરિણામ, પર્યાય, હાલત, દશા કે વર્તમાન અવસ્થા થાય છે, તેથી 'જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષ' એ સૂત્રમા જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન અને ક્રિયાનો અર્થ 'તે જ્ઞાનની જ્ઞાનમા સ્થિરતારૂપ વર્તમાન વર્તતી અવસ્થા' થાય છે, અને તે રીતે જ સર્વ વિકારનો નાશ થાય છે, તે પવિત્રતાનું નામ મોક્ષ એટલે કે વિકાર (અપવિત્રતા) થી મુક્તપણુ છે

નોટ- વ્યાપક-ફેલાવનાર વ્યાપ્ય-ફેલાયેલી દશા ભાવક-ભોગવનાર, ભાવ્ય-ભોગવવા લાયક દશા, વ્યાપક દ્રવ્ય છે, વ્યાપ્ય તેની પર્યાય છે, ભાવક દ્રવ્ય છે, ભાવ્ય તેની ( ભોગવવા લાયક ) પર્યાય ( અવસ્થા ) છે



## પ્રકરણ : ૩

## જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષ ભાગ–૩

૧:–' જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષ: ' ઘણું ટુંકું સૂત્ર છે. પણ આ નાના સૂત્રમાં ગંભીર મર્મ રહેલ છે, તે મર્મની જેને ખબર નથી તે અર્થ કરવામાં ભૂલ કરે એ સ્વાભાવિક છે.

૨·–આ સૂત્ર સંસ્કૃત ભાષામાં છે, એટલે જેઓ માગધી ભાષાના મૂળ સૂત્રને જ માત્ર માને અને તે સિવાય બીજા કોઇને તીર્થંકર પ્રણિત ન માને તેને તો આ સૂત્ર સાથે કાંઇ સંબંધ હોવો જોઇએ નહીં. છતાં કેટલાકો તથા બીજાઓ આ સૂત્ર પોતાની માન્યતાને પોષે છે–ટેકો આપે છે એમ માની લઇ પોતાને અનુકૂળ અર્થ કરે છે. તે અર્થ શું કહે છે અને તે બરાબર છે કે કેમ તે અહીં વિચારીએ.

૩·–કેટલાકો કહે છે કે–આત્માનું જ્ઞાન અને જડ(શરીર)ની ક્રિયાથી મોક્ષ થાય, તેના ટેકામાં એવી દલીલ કરે છે કે–આ સૂત્ર દ્વિવચનમાં છે માટે આત્માનું જ્ઞાન અને શરીરની ક્રિયા એમ બે ન લઇએ તો દ્વિવચન આવે નહીં; માટે વ્યાકરણ દૃષ્ટિએ એવો જ અર્થ થાય.

આ સૂત્ર દ્વિવચનમાં છે એ ખરૂ છે, પણ તેથી શરીરની ક્રિયા એવો અર્થ થાય નહીં. તેનાં કારણો નીચે પ્રમાણે છે.

૧ શરીર એક દ્રવ્ય નથી, પણ અનંત પુદ્ગલ દ્રવ્યોનું બનેલુ છે તેથી એક આત્મા અને અનંત પુદ્ગલ દ્રવ્યો (શરીર)ની ક્રિયા હોવાથી અનંત દ્રવ્યોની ક્રિયા અનંતી થાય, એટલે મોક્ષ તે એક આત્માના જ્ઞાન અને અનંત પુદ્ગલોની જે અનંતી ક્રિયા એક સમયે થાય છે તેનાથી થાય એવો અર્થ થાય એ સૂત્રમા તો દ્વિવચન છે અને બહુવચન નથી માટે તે અર્થ વ્યાકરણ દષ્ટિએ ખોટો ઠરે છે

૨–શરીરનુ કાર્ય જ્યારે થાય છે ત્યારે જડકર્મોનુ પણ કાર્ય થાય છે જડકર્મના ઉદયને અને શરીરને ક્રિયાનો સબધ છે, તેથી જો જીવના આત્મજ્ઞાનથી અને શરીરની ક્રિયાથી મોક્ષ થતો હોય તો ખરી રીતે એમ કહેવુ જોઇએ કે જીવના આત્મજ્ઞાન, અનંત કર્મની ક્રિયા અને શરીરની ક્રિયા એમ ત્રણથી મોક્ષ થાય શરીર અનંત દ્રવ્યોરૂપ છે, અને જડ કર્મ પણ અનંત દ્રવ્યો છે, છતા દરેકને એક એક દ્રવ્ય લઇએ તો પણ ત્રણ થયા, એટલે પણ ઉપરનો અર્થ વ્યાકરણ દષ્ટિએ ખોટો ઠરે છે ત્રણ થાય ત્યા સસ્કૃતમા દ્વિવચન આવતુ નથી, પણ બહુવચન આવે છે

૩–દરેક જીવ એક છે શરીર અનંત દ્રવ્યોનો પિંડ છે શરીરના એક પિંડની સ્થુળદષ્ટિએ પણ એક ક્રિયા હોતી નથી, જેમ જીવ ધ્યાનમા હોય ત્યારે શરીરની અવસ્થાની ક્રિયા વિચારીએ તો પગ વગેરે બેસવાના આકારે છે, કેડ ઉપરના ભાગની ક્રિયા તેનાથી જુદી એટલે ટટ્ટાર ઉભી

છે અને હાથની સ્થિતિ વળી તેથી પણ જુદી હોય છે. મુખની સ્થિતિ ટટ્ટાર કે નમેલી પણ હોય છે. એ રીતે જુદા જુદા અવયવોની ક્રિયા જુદી જુદી છે, પણ સૂત્રમાં તો દ્વિવચન છે; અને આ તો બે કરતાં વધારે ક્રિયા થઇ એ રીતે પણ વ્યાકરણ દૃષ્ટિએ તે અર્થ ખોટો ઠરે છે.

૪–કેટલાક જીવોને ઘાણીમાં ઘાલીને દુષ્ટો પીલે છે, અને જ્ઞાની સામ્યભાવ રાખી મોક્ષ પ્રાપ્ત કરે છે, હવે અહીં ઘાણીમાં પીલાવાના કાર્યમાં શરીરના અવયવોની ક્રિયાઓ જુદી જુદી થાય એટલે પણ ત્યાં 'ભ્યામ્' દ્વિવચન બતાવનારો શબ્દ ન જોઇએ, પણ બહુવચન બતાવનારો શબ્દ જોઇએ. એ રીતે પણ અર્થ ખોટો ઠરે છે.

૪:–સિદ્ધાંતિક દૃષ્ટિએ તે અર્થ ખોટો છે તેના કારણો નીચે પ્રમાણે છે.

(૧) દરેક જીવ એક ચૈતન્ય દ્રવ્ય છે. મોક્ષ જીવની પૂર્ણ પવિત્ર અવસ્થા છે. મોક્ષ એટલે વિકારી અવસ્થાથી મુક્ત થવું, જીવ પોતે પોતાવડે પોતામાં વિકાર કરે છે, એટલે પોતે પોતાવડે પોતામાંથી વિકાર ટાળે તો ટળી શકે, જીવ જો જડનું કાંઇ કાર્ય કરે તો જીવ જડ થઇ જાય. જો શરીર જીવનું કાર્ય કરે તો શરીર પુદ્‌ગલ અનંત દ્રવ્યો મટી એક ચૈતન્ય દ્રવ્ય થઇ જાય. એમ દ્રવ્યોનો લોપ થવા લાગે તો જીવનો પણ લોપ થઇ જાય, એટલે જીવનું આત્મજ્ઞાન અને શરીરની ક્રિયાવડે મોક્ષ થાય એમ માનવું તે એકલી ભ્રમણા છે.

૧ શરીર એક દ્રવ્ય નથી, પણ અનંત પુદ્ગલ બનેલું છે તેથી એક આત્મા અને અનંત પુદ્ગલ (શરીર)ની ક્રિયા હોવાથી અનંત દ્રવ્યોની ક્રિયા થાય, એટલે મોક્ષ તે એક આત્માના જ્ઞાન અને પુદ્ગલોની જે અનંતી ક્રિયા એક સમયે થાય છે તે થાય એવો અર્થ થાય એ સૂત્રમા તો દ્વિવચન છે બહુવચન નથી માટે તે અર્થ વ્યાકરણ દૃષ્ટિએ ખોટો છે

૨–શરીરનું કાર્ય જ્યારે થાય છે ત્યારે જડકર્મોનું પણ કાર્ય થાય છે જડકર્મના ઉદયને અને શરીરને ક્રિયાને સબધ છે, તેથી જો જીવના આત્મજ્ઞાનથી અને શરીરની ક્રિયાથી મોક્ષ થતો હોય તો ખરી રીતે એમ કહેવુ જોઈએ કે જીવના આત્મજ્ઞાન અનંત કર્મની ક્રિયા અને શરીરની ક્રિયા એમ ત્રણથી મોક્ષ થાય શરીર અનંત દ્રવ્યોરૂપ છે, અને જડ કર્મ પણ અનંત દ્રવ્યો છે, છતા દરેકને એક એક દ્રવ્ય લઈએ તો પણ ત્રણ થયા, એટલે પણ ઉપરનો અર્થ વ્યાકરણ દૃષ્ટિએ ખોટો ઠરે છે ત્રણ થાય ત્યા સંસ્કૃતમા દ્વિવચન આવતુ નથી પણ બહુ વચન આવે છે

૩–દરેક જીવ એક છે શરીર અનંત દ્રવ્યોનો પિંડ છે શરીરના એક પિંડની સ્થુળદૃષ્ટિએ પણ એક ક્રિયા હોતી નથી, જેમ જીવ ધ્યાનમા હોય ત્યારે શરીરની અવસ્થા ક્રિયા વિચારીએ તો પગ વગેરે બેસવાના આકારે છે ઉપરના ભાગની ક્રિયા તેનાથી જુદી એટલે હૃદય

૫'–જીવમા સમ્યક્જ્ઞાન થાય ત્યારે તુરત જ સંપૂર્ણ વીતરાગતા પ્રગટતી નથી સમ્યક્જ્ઞાન કોઇ વખતે લબ્ધરૂપ અને કોઇ વખતે ઉપયોગરૂપ હોય છે, એટલે જ્ઞાન સમ્યક્ હોય પણ પૂર્ણ વીતરાગતા પ્રગટી ન હોય ત્યા સુધી મોક્ષ થતો નથી વીતરાગતા એ જીવની શુદ્ધ ક્રિયા છે, તેને ચારિત્રની પૂર્ણતા કહેવામા આવે છે તેને જ્ઞાનની સ્થિરતા પણ કહેવામા આવે છે એટલે એ સૂત્રનો અર્થ નીચે પ્રમાણે થાય છે

(૧) જીવનુ સમ્યગ્જ્ઞાન–અને સમ્યગ્ચારિત્રની પૂર્ણતાથી મોક્ષ થાય છે

(૨) જીવનુ સમ્યગ્જ્ઞાન અને તે સમ્યગ્જ્ઞાનથી જ્ઞાનમાં પૂર્ણ ઠરવારૂપ–સ્થિરતારૂપ ક્રિયાથી મોક્ષ થાય છે

(૩) જીવનુ સમ્યગ્જ્ઞાન અને પૂર્ણ વીતરાગરૂપ પોતાની પર્યાય (ક્રિયાપરિણમન)થી મોક્ષ થાય છે

(૪) જીવના બે ગુણોની પૂર્ણતા ત્યા આવતી હોવાથી વ્યાકરણકૃતિએ તેમા દ્વિવચન સૂચક 'भ्याम्' શબ્દ યથાર્થ વપરાયો છે

(૫) સમ્યગ્જ્ઞાન હોય ત્યા સમ્યગ્દર્શન હોય તેથી 'સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રાણી મોક્ષમાર્ગ '– એમ પણ ઉપરના સૂત્રનો અર્થ થાય છે



(૨) જીવમાં પુદ્ગલ વ્યાપતું નથી. પુદ્ગલમાં જીવ વ્યાપતો નથી. ત્યારે પુદ્ગલ જે પોતામાં વ્યાપે છે અને જીવમા વ્યાપતું નથી એવા અનંતા પુદ્ગલો પોતાની ક્રિયાથી આત્માને શી રીતે મોક્ષમા લઈ જાય ? લઈ જઈ શકે નહીં એ સ્પષ્ટ છે.

(૩) જીવ અને શરીર બન્ને ભેગા થઇને મોક્ષનું કાર્ય કરે તો જીવ અને શરીર બન્નેએ મોક્ષક્ષેત્રમાં જવુ જોઇએ, પણ તેમ તો બનતું નથી. જીવ એકલો મોક્ષ-ક્ષેત્રમાં જાય છે. શ્રીમદ્ રાજચંદ્ર આત્મસિદ્ધિશાસ્ત્રમાં કહે છે કે:—

એજ ધર્મથી મોક્ષ છે, તુ છો મોક્ષસ્વરૂપ;
અનંત દર્શન જ્ઞાન તુ, અવ્યાબાધ સ્વરૂપ.–૧૧૬

અહીં તો જીવને એકલાને મોક્ષસ્વરુપ કહ્યો છે, જીવ અને શરીરને મોક્ષસ્વરૂપ કહ્યાં નથી.

(૪) એક દ્રવ્યની પર્યાય તે દ્રવ્ય પોતે જ કરે, એક દ્રવ્ય બીજા દ્રવ્યને કાંઈ કરી શકે નહીં. દરેક દ્રવ્ય સ્વ દ્રવ્યે-ક્ષેત્રે-કાળે-ભાવે અસ્તિરૂપે છે, અને પરદ્રવ્યે-ક્ષેત્રે -કાળે ભાવે નાસ્તિરૂપે છે. શરીર અનંત દ્રવ્યો છે, તેનું દરેક પરમાણુ પણ પોતપોતાને સ્વદ્રવ્યે-ક્ષેત્રે-કાળે—અને ભાવે અસ્તિરૂપે છે, અને શરીરના બીજા પરમાણુના દ્રવ્યે-ક્ષેત્રે-કાળે અને ભાવે નાસ્તિરૂપે છે. એટલે એક દ્રવ્ય બીજા દ્રવ્યનું કાંઈ કરી શકે નહીં, એટલે જીવના જ્ઞાન અને શરીરની ક્રિયાથી મોક્ષ થાય એ માનવું તદ્દન ખોટું છે.

૫-જીવમા સમ્યફ્જ્ઞાન થાય ત્યારે તુરત જ સપૂર્ણ વીતરાગતા પ્રગટતી નથી સમ્યફ્જ્ઞાન કોઇ વખતે લબ્ધરૂપ અને કોઇ વખતે ઉપયોગરૂપ હોય છે, એટલે જ્ઞાન સમ્યક્ હોય પણ પૂર્ણ વીતરાગતા પ્રગટી ન હોય ત્યા સુધી મોક્ષ થતો નથી વીતરાગતા એ જીવની શુદ્ધ ક્રિયા છે, તેને ચારિત્રની પૂર્ણતા કહેવામા આવે છે તેને જ્ઞાનની સ્થિરતા પણ કહેવામા આવે છે એટલે એ સૂત્રનો અર્થ નીચે પ્રમાણે થાય છે

(૧) જીવનુ સમ્યગ્જ્ઞાન-અને સમ્યગ્ચારિત્રની પૂર્ણતાથી મોક્ષ થાય છે

(૨) જીવનુ સમ્યગ્જ્ઞાન અને તે સમ્યગ્જ્ઞાનથી જ્ઞાનમાં પૂર્ણ ઠરવારૂપ-સ્થિરતારૂપ ક્રિયાથી મોક્ષ થાય છે

(૩) જીવનુ સમ્યગ્જ્ઞાન અને પૂર્ણ વીતરાગરૂપ પોતાની પર્યાય (ક્રિયાપરિણમન)થી મોક્ષ થાય છે

(૪) જીવના બે ગુણોની પૂર્ણતા ત્યા આવતી હોવાથી વ્યાકરણકૃતિએ તેમા દ્વિવચન સૂચક 'ભ્યામ્' શબ્દ યથાર્થ વપરાયો છે

(૫) સમ્યગ્જ્ઞાન હોય ત્યા સમ્યગ્દર્શન હોય તેથી 'સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાણી મોક્ષમાર્ગ '- એમ પણ ઉપરના સૂત્રનો અર્થ થાય છે



## પ્રકરણ : ૪
## જ્ઞપ્તિક્રિયા ભાગ-૨

૧ – અહીં જ્ઞપ્તિક્રિયાનુ વિશેષ સ્વરૂપ બતાવવામા આવે છે, તેનુ સ્વરૂપ સમયસારમા નીચે પ્રમાણે આપ્યુ છે –

आत्मा ज्ञानं स्वयं ज्ञानं ज्ञानादन्यत्करोति किम् ।
परभावस्य कर्तात्मा मोहोऽयं व्यवहारिणाम् ॥ ६२ ॥

અર્થ – આત્મા જ્ઞાન સ્વરૂપ છે, પોતે જ્ઞાન જ છે, તે જ્ઞાન સિવાય બીજુ શુ કરે ? આત્મા પરભાવનો કર્તા છે એમ માનવુ (તથા કહેવુ) તે વ્યવહારી જીવોનો મોહ (અજ્ઞાન) છે [ ગુજરાતી સમયસાર કલશ ૬૨ પાનુ ૧૪૩ ]

૨ – આત્માની ક્રિયા બે પ્રકારની છે, એક 'જ્ઞપ્તિ ક્રિયા' અને બીજી 'જ્ઞેયાર્થપરિણમનક્રિયા' તેમા જ્ઞાનની રાગ—દ્વેષ, મોહરહિત જાણવારૂપ ક્રિયાને જ્ઞપ્તિક્રિયા કહેવામા આવે છે, અને જે રાગદ્વેષ મોહથી પદાર્થનુ જાણવુ તે ક્રિયાને 'જ્ઞેયાર્થપરિણમનક્રિયા' કહેવામા આવે છે જ્ઞેયાર્થ પરિણમન ક્રિયાથી બધ થાય છે, અને જ્ઞપ્તિ ક્રિયાથી થતો નથી [ પ્રવચનસાર અધ્યાય ૧ ગાથા ૫ નીચેની ટીકા પાનુ ૬૮ ]

૩ – કેટલાક કહે છે કે – 'જ્ઞાન તે કાઇ ક્રિયા કહેવાય ? બીજુ કાઈક કરવુ જોઇએ ' તેમ[illegible] બસ છે કે – ' આત્મા જ્ઞાન સિવાય [illegible] શકે ? કા તો જ્ઞાન કરે અગર તો અજ્ઞાન [illegible] અનાદિથી ચાલી આવતી [illegible] વી અને [illegible]

ટાળી સમ્યગ્જ્ઞાન પ્રગટ કરવુ તે જ્ઞાનની ક્રિયા છે, તે જ્ઞાનની ક્રિયા સમ્યગ્દૃષ્ટિને [ચોથા ગુણસ્થાને] પ્રગટે છે, અને તે જ્ઞાનમા સ્થિર રહેવારૂપ ક્રિયા વધતા વધતા તે જ્ઞાનની સ્થિરતારૂપ પૂર્ણ ક્રિયા તે 'યથાખ્યાત ચારિત્ર' છે સમ્યગ્દૃષ્ટિને જ આ 'જ્ઞપ્તિ ક્રિયા' હોય છે અને મિથ્યાદૃષ્ટિને તે ક્રિયા હોતી નથી. જીવ ક્રિયા સપન્ન હોવાથી મિથ્યાદૃષ્ટિને 'કરોતિ ક્રિયા,' એટલે કે 'જ્ઞેયાર્થ પરિણમન ક્રિયા' હોય છે. ઉપરના પારા–૨ માં મોહનો અર્થ મિથ્યાત્વ થાય છે અને રાગ-દ્વેષનો અર્થ અનતાનુબધીનો રાગ દ્વેષ થાય છે સમ્યગ્દૃષ્ટિને તેવો રાગ-દ્વેષ મોહ હોતો નથી, તેથી સમ્યગ્દૃષ્ટિને રાગ-દ્વેષ મોહ રહિત જાણવાની ક્રિયા એટલે કે જ્ઞપ્તિક્રિયા હોય છે, આ સબધમાં શ્રી સમયસારમા નીચે પ્રમાણે કહ્યુ છે –

'અહી કોઈ પૂછે છે કે, અવિરત સમ્યગ્દૃષ્ટિ આદિને જ્યા સુધી ચારિત્ર મોહનો ઉદય છે, ત્યા સુધી તે કષાયરૂપે પરિણમે છે તો તેને ( કરોતિ ક્રિયાનો ) કર્તા કહેવાય કે નહિ ? તેનુ સમાધાન અવિરત સમ્યદૃષ્ટિ વગેરેને શ્રદ્ધા-જ્ઞાનમા પરદ્રવ્યના સ્વામીપણારૂપ કર્તાપણાનો અભિપ્રાય નથી, કષાયરૂપ પરિણમન છે, તે ઉદયની બળજોરીથી છે, તેનો તે જ્ઞાતા છે, તેથી અજ્ઞાન સબધી કર્તાપણુ તેને નથી × × ×'

એ રીતે અવિરત સમ્યગ્દૃષ્ટિ આદિને દૃષ્ટિ અપેક્ષાએ જ્ઞપ્તિ ક્રિયા છે, પણ કરોતિ ક્રિયા નથી

૪ —આ જ્ઞપ્તિ ક્રિયાને 'જ્ઞાન ક્રિયા' પણ કહેવામાં

આવે છે તેનું સ્વરૂપ નીચે પ્રમાણે શ્રી સમયસાર નાટકમાં આપ્યું છે.

જ્ઞાન ક્રિયાનું સ્વરૂપ દોહો (સાધ્ય-સાધક દ્વાર )
વિનસિ અનાદિ અશુદ્ધતા, હોઇ શુદ્ધતા પોખ,
તા પરિનતિકો બુધ કહે, જ્ઞાન ક્રિયા સૌ મોખ. ॥૩૮॥

અર્થ:-અનાદિની અશુધ્ધતાનો નાશ થાય અને શુદ્ધતા પુષ્ટ થાય તે પરિણતિને (આત્માની શુદ્ધ અવસ્થાને) જ્ઞાનીઓ જ્ઞાન ક્રિયા કહે છે અને તેથી મોક્ષ થાય છે.

૫-ક્રિયાનો અર્થ શુધ્ધ જ્ઞાનમા સ્થિરતારૂપ ચારિત્ર થાય છે. સાચુ (સમ્યક્) ચારિત્ર, સમ્યક્દર્શન અને સમ્યક્જ્ઞાન પૂર્વક જ હોઇ શકે. એકલા સમ્યક્દર્શનથી મોક્ષ થઇ શકતો નથી. તેમ સમ્યક્દર્શન વિનાના ચારિત્રથી મોક્ષ થઇ શકતો નથી. તેથી તે બન્નેનું એકપણુ થાય ત્યાં જ મોક્ષ થાય છે એમ બતાવવા માટે 'જ્ઞાન ક્રિયાથી મોક્ષ થાય છે' એમ કહ્યું છે. આત્માનું જ્ઞાન અને શરીરની ક્રિયા એ બેના એકપણાથી મોક્ષ થાય એમ બતાવવા માટે કહ્યુ નથી સમવાય સૂત્રમાં ૧૩૬ મી ગાથામાં દ્વાદશાંગીનું સ્વરૂપ કહ્યું છે, તેમાં એક બોલ 'से एवं' છે, તેનો અર્થ નીચે પ્રમાણે 'एवं आयत्ति' ના પેટામા કર્યો છે – 'આ (આચારાંગ) ભાવથી સમ્યક પ્રકારે ભણ્યે આ પ્રમાણે આત્મા થાય છે ( આત્મા આચારરૂપ જ થાય છે ) કેમકે તે [ આચારાંગ ] માં કહેલી ક્રિયાના પરિણામથી અભિન્ન (પરિણામરૂપ) હોવાથી તે આત્મા પણ

તદ્રૂપ જ થાય છે આ (एवं आय) સૂત્ર પુસ્તકોમા જોયુ નથી પરતુ નંદીસૂત્રમા દેખાય છે, તેથી અહી તેની વ્યાખ્યા કરી છે આ પ્રમાણે જ્ઞાનનો સાર ક્રિયા જ છે એવુ જણાવવા માટે ક્રિયાનુ પરિણામ કહીને હવે જ્ઞાનને આશ્રિને કહે છે ' [ સમવાયાં ભાવનગરની પ્રસિદ્ધિ પાનુ ૨૧૩ ]

ઉપરથી પણ સિધ્ધ થાય છે કે આત્માના શુધ્ધરૂપ (તદ્રૂપ) પરિણામને જ ક્રિયા કહેવામા આવે છે

## પ્રકરણ ૫
## જ્ઞપ્તિક્રિયા ભાગ–૨

૧–આગળના પ્રકરણમા કહ્યુ કે, સમ્યગ્દર્શન (જ્ઞાન) અને જ્ઞાનમા સ્થિરતારૂપ ચારિત્રથી મોક્ષ થાય છે, તે બન્ને આત્માના ગુણની શુધ્ધ અવસ્થા છે ચારિત્ર કાઈ જડ શરીરની અવસ્થા નથી આ સબધમા શ્રી સમયસાર નાટકમા નીચે પ્રમાણે કહ્યુ છે –[ હિંદી સમયસાર પા ૩૬૩–૪]

જ્યા શુધ્ધ જ્ઞાન છે ત્યા ચારિત્ર છે
(સવૈયા એકત્રીસા)

'જહા શુધ્ધ જ્ઞાનની કળા ઉદ્દોત દીસૈ તહા,
શુધ્ધતા પ્રવાન શુદ્ધ ચરિત કૌ અશ હૈ
(જુઓ સર્વ વિશુદ્ધદ્વાર ગાથા–૮૨)

અર્થ–જ્યા શુદ્ધ જ્ઞાનની કળાનો પ્રકાશ દેખાય છે, ત્યા તેને અનુસાર શુદ્ધ ચારિત્રનો અશ રહે છે

આવે છે તેનુ સ્વરૂપ નીચે પ્રમાણે શ્રી સમયસાર નાટકમા આપ્યુ છે

જ્ઞાન ક્રિયાનુ સ્વરૂપ દોહો (સાધ્ય-સાધક દ્વાર )
વિનસિ અનાદિ અશુદ્ધતા, હોઇ શુદ્ધતા પોખ,
તા પરિનતિકો બુધ કહૈ, જ્ઞાન ક્રિયા સો મોખ ॥૩૮॥

અર્થ -અનાદિની અશુધ્ધતાનો નાશ થાય અને શુદ્ધતા પુષ્ટ થાય તે પરિણતિને (આત્માની શુદ્ધ અવસ્થાને) જ્ઞાનીઓ જ્ઞાન ક્રિયા કહે છે અને તેથી મોક્ષ થાય છે

૫ -ક્રિયાનો અર્થ શુધ્ધ જ્ઞાનમા સ્થિરતારૂપ ચારિત્ર થાય છે સાચુ (સમ્યક્) ચારિત્ર, સમ્યક્દર્શન અને સમ્યક્જ્ઞાન પૂર્વક જ હોઇ શકે એકલા સમ્યક્દર્શનથી મોક્ષ થઇ શકતો નથી તેમ સમ્યક્દર્શન વિનાના ચારિત્રથી મોક્ષ થઇ શકતો નથી તેથી તે બન્નેનુ એકપણુ થાય ત્યા જ મોક્ષ થાય છે એમ બતાવવા માટે 'જ્ઞાન ક્રિયાથી મોક્ષ થાય છે' એમ કહ્યુ છે આત્માનુ જ્ઞાન અને શરીરની ક્રિયા એ બેના એકપણાથી મોક્ષ થાય એમ બતાવવા માટે કહ્યું નથી સમવાય સૂત્રમા ૧૩૯ મી ગાથામા દ્વાદશાગીનુ સ્વરૂપ કહ્યું છે, તેમા એક બોલ 'से एव ' છે, તેનો અર્થ નીચે પ્રમાણે 'एए आयत्ति ' ના પેટામા કર્યો છે – ' આ (આચારાગ) ભાવોથી સમ્યક પ્રકારે ભણ્યે આ પ્રમાણે આત્મા થાય છે ( આત્મા આચારરૂપ જ થાય છે ) કેમકે તે [ આચારાગ ] મા કહેલી ક્રિયાના પરિણામથી અભિન્ન (પરિણામરૂપ) હોવાથી તે આત્મા પણ

તદ્રૂપ જ થાય છે. આ (एवं आय) સૂત્ર પુસ્તકોમાં એવું નથી. પરંતુ નંદીસૂત્રમાં દેખાય છે, તેથી અહીં તેની વ્યાખ્યા કરી છે. આ પ્રમાણે જ્ઞાનનો સાર ક્રિયા જ છે એવું જણાવવા માટે ક્રિયાનું પરિણામ કહીને હવે જ્ઞાનને આશ્રિને કહે છે. ' [ સમવાયાંગ ભાવનગરની પ્રસિદ્ધિ પાનું ૨૧૩. ]

ઉપરથી પણ સિધ્ધ થાય છે કે આત્માના શુધ્ધરૂપ (તદ્રૂપ) પરિણામને જ ક્રિયા કહેવામા આવે છે.

## પ્રકરણ : ૫
## જ્ઞપ્તિક્રિયા ભાગ–૨

૧–આગળના પ્રકરણમાં કહ્યુ કે, સમ્યગ્દર્શન (જ્ઞાન) અને જ્ઞાનમાં સ્થિરતારૂપ ચારિત્રથી મોક્ષ થાય છે, તે બન્ને આત્માના ગુણની શુધ્ધ અવસ્થા છે. ચારિત્ર કાંઈ જડ શરીરની અવસ્થા નથી. આ સંબધમા શ્રી સમયસાર નાટકમાં નીચે પ્રમાણે કહ્યુ છે –[ હિંદી સમયસાર પા. ૩૬૩–૪]

જ્યા શુધ્ધ જ્ઞાન છે ત્યાં ચારિત્ર છે.

(સવૈયા એકત્રીસા)

'જહાં શુધ્ધ જ્ઞાનકી કળા ઉદ્દોત દીસે તહાં,
શુધ્ધતા પ્રવાન શુદ્ધ ચરિત કૌ અંશ હૈ.

(જુઓ સર્વ વિશુદ્ધદ્વાર ગાથા–૮૨)

અર્થઃ–જ્યાં શુદ્ધ જ્ઞાનની કળાનો પ્રકાશ દેખાય છે, ત્યાં તેને અનુસાર શુદ્ધ ચારિત્રનો અંશ રહે છે.

૨—આ શુદ્ધ ચારિત્રને ક્રિયા કહેવામા આવે છે, એમ ગાથા ૮૪-૮૫ મા કહ્યુ છે તે ગાથા નીચે મુજબ છે

જ્ઞાન ચારિત્ર પર પગુ—અધનો દ્રષ્ટાત

[ દોહા ]

જ્યા અધ કે કધ પર, ચઢે પગુ નર કોઈ, ।
વાકે દગ વાકે ચરન, હોહિ પથિક મિલિ દોઇ ॥૮૪॥
જહા જ્ઞાન કિરિયા મિલે, તહા મોખ-મગ સોઇ,
વહ જાને પદ કૌ મરમ વહ પદમે થિર હોઇ ॥૮૫॥

અર્થ—જેમ કોઈ લગડો મનુષ્ય આધળાની કધ પર ચડે તો લગડાની આખો અને આધળાના પગના યોગથી ગમન થાય છે, તેમ જ્યા જ્ઞાન અને ચારિત્રની એકતા છે, તે મોક્ષમાર્ગ છે કેમકે જ્ઞાન આત્માના મર્મને જાણે છે, અને ચારિત્ર તે આત્માના પદમા સ્થિરતા પ્રગટાવે છે

નોધ—દ્રષ્ટાત ને જુદા જુદા દ્રવ્યાનુ છે અને દ્રષ્ટાતમા આત્મા એક જ દ્રવ્ય છે અને જ્ઞાન ચારિત્ર તે એક જ દ્રવ્યના બે ગુણોની શુદ્ધ પર્યાય છે વળી હમેશા દ્રષ્ટાતને એક અંશે જ લાગુ પડે સર્વાંશે લાગુ પડે નહીં

૩—આવુ શુદ્ધ ચારિત્ર [ક્રિયા] મ
હોય છે એમ હવે બતાવવા

ભેદજ્ઞાની

[ સવૈયા

'જૈસે કોઊ મનુ
ખોદી મૂળ વૃ છને

તૈસે મતિમાન દર્વકર્મ–ભાવકર્મ ત્યાગી,
હ્વૈ રહૈ અતીત મતિ જ્ઞાનકી દશા હુસૌ; ॥
યાહિ ક્રિયા અનુસાર મિટૈ મોહ અધકાર,
જગૈ જ્યોતિ કેવળ પ્રધાન સવિતા હુઓ. ॥

(જુઓ બધદ્વાર સમયસાર નાટક ગાથા. ૫૮ પાનુ ૨૯૮)

અર્થ–જેમ કોઈ અજાણ્યો મહાગળવાન માણુસ ઝાડના મૂળને પોતાના હાથથી ઉખેડી ખોદી કાઢી નાખે છે, તેમ ભેદજ્ઞાની પુરુષ ભાવકર્મ અને દ્રવ્યકર્મને ત્યાગી તેથી પર [અતીત] થઈ મતિજ્ઞાનની દશામા રહે છે, તે જ્ઞાનની ક્રિયા અનુસાર મોહ અધકારનો નાશ કરે છે.

૪–સમ્યગ્દષ્ટિ જ મોક્ષમાર્ગનો સાધક છે, અને તેથી જ કહ્યુ છે કે.– જ્યા મોક્ષમાર્ગ સાધ્યો ત્યા કહ્યુ કે, ' સમ્યગ્દર્શન, જ્ઞાન ચારિત્રાણિ મોક્ષમાર્ગ ' તથા એમ પણ કહ્યુ છે કે ' જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષ ' એ બન્ને સૂત્રોનો ભાવ એક જ છે (જુઓ મોક્ષમાર્ગ પ્રકાશક પાનુ–૩૬૦)

૫ – જ્ઞપ્તિક્રિયાને જેમ ' જ્ઞાન ક્રિયા ' કહેવામા આવે છે, તેમ તેને અનુભવરૂપ ક્રિયા, જ્ઞાનવશ ક્રિયા, શુદ્ધ ચૈતન્ય ક્રિયા, શુદ્ધ ચારિત્ર એ નામો પણ કહેવામા આવે છે. અનુભવનરૂપ ક્રિયા એ ભાવ નીચેની સ્તુતિમા આવે છે.
અનુભવન રૂપ ક્રિયા એ ભાવ નીચેની સ્તુતિમાં આવે છે.

નમ: સમયસારાય, સ્વાનુભૂત્યા ચકાસતે, ।
ચિત્સ્વભાવાય ભાવાય, સર્વ ભાવાતરચ્છિદે ॥ ૧ ॥

આ સ્તુતિમાં ' સ્વાનુભૂત્યા ચકાસતે ' એ પદનો

ઉત્તર -ના. પરની મહાયતાથી સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી. જો આત્મા પરાધીન થાય તો આકુળતા સહિત થઈ જાય, અને જે જગાએ આકુળતા છે, ત્યાં સ્વરૂપની પ્રાપ્તિ નથી એ કારણે પરની સહાયતા વિના જ આત્મા નિરાકુળ થાય છે. એની દશા પોતાની જ સહાયતાથી પોતે પામે છે. જે પોતાની અનત શક્તિરૂપ સપદાથી પરિપૂર્ણ છે, તે બીજાની અપેક્ષા કેમ રાખે? કદી નહી.

(જુઓ પ્રવચનસાર પા ૨૨-૨૩)

૪.-એથી સિદ્ધ થયુ કે, 'શારીરિક ક્રિયાથી' કે 'કરોતિક્રિયા' થી મોક્ષ થતો નથી, અને તેથી 'જ્ઞપ્તિ ક્રિયા' માં ક્રિયાનો અર્થ શુદ્ધ સ્વરૂપમા રમણતારૂપ સ્થિરતા છે, બીજો કોઇ અર્થ નથી.

૫.-તેથી મોક્ષની ક્રિયામા 'ક્રિયા' શબ્દના અર્થ નીચે પ્રમાણે થયા-(૧) જ્ઞપ્તિ ક્રિયા, (૨) જ્ઞાન ક્રિયા, (૩) જ્ઞાનવશ ક્રિયા, (૪) શુદ્ધ ચૈતન્ય ક્રિયા, (૫) શુદ્ધ ચારિત્ર, (૬) અનુભવરૂપ ક્રિયા, (૭) વીતરાગ ચારિત્ર, (૮) નિશ્ચય ચારિત્ર, (૯) સ્વભાવ, (૧૦) ધર્મ, (૧૧) સમભાવ, (૧૨) સામ્યભાવ, (૧૩) સમપરિણામ, (૧૪) આત્માના સ્થિરરૂપ સુખમય નિર્વિકાર પરિણામ, (૧૫) શુદ્ધ ચિત્સ્વરૂપનુ ચરણ 'કોઈ પણ જ્ઞાની આ ક્રિયા નિષેધતા નથી, પણ આચરે છે અને આત્માની બધી વિકારી ક્રિયાને અનંત જ્ઞાનીઓ નિષેધે છે કેમકે તે કષાયમયી છે, અકષાયી ભાવની નથી, તેથી પર છે. શરીરની ક્રિયા આત્માને સહાયક નથી તે તો ઉપર કહેવાયુ છે.

તે પિત્તળની કીરકંડીને સોનાની કીરકંડી માને તેની પેઠે.' (જુઓ શ્રીમદ્ રાજચંદ્ર મોટું પુસ્તક-ઉપદેશ છાયા-પા. ૫૪૯.)

૫:-શ્રી સમયસાર (ગુજરાતી) ની ગાથા ૭૫-૧૯૮ અને ૨૦૦ માં જ્ઞાનીનાં ચિન્હ બતાવ્યાં છે. હવે જો જીવ પોતાને સમ્યગ્દર્શન થયાનું જાણી શકતો ન હોય તો તેનું જ્ઞાન જ સમ્યક્ નથી કેમકે તેનું જ્ઞાન પોતાના જ્ઞાનની પર્યાયને યથાર્થપણે જાણતો નથી. આ સંબંધમાં ગાથા ૭૫ માં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

'હવે પૂછે છે કે આત્મા જ્ઞાનસ્વરૂપ અર્થાત્ જ્ઞાની થયો એમ શી રીતે ઓળખાય? તેનું ચિન્હ કહો. તેના ઉત્તરરૂપ ગાથા કહે છેઃ-

'પરિણામ કર્મતણું અને, નોકર્મનું પરિણામ જે;
તે નવકરે જે માત્ર જાણે, તેજ આત્મા જ્ઞાની છે.' ॥૭૫॥

ગાથા ૧૯૮ થી ૨૦૦ માં નીચે પ્રમાણે કહ્યું છે—

'હવે પ્રથમ સમ્યગ્દષ્ટિ સામાન્યપણે સ્વને અને પરને આ પ્રમાણે જાણે છે. એમ ગાથામાં કહે છેઃ-

'કર્મો તણો વિવિધ ઉદય, વિપાક જિનવર વર્ણવ્યો;
તે મુજ સ્વભાવો છે નહિ, હું એક જ્ઞાયકરૂપ છું.' ॥૧૯૮॥

'હવે સમ્યગ્દષ્ટિ વિશેષપણે સ્વને અને પરને આ પ્રમાણે જાણે છેઃ-

'પુદ્ગલ કરમરૂપ રાગનો, જે વિપાકરૂપ છે ઉદય આ;
આ છે નહીં મુજ ભાવ, નિશ્ચય એક જ્ઞાયક ભાવ છું.' ॥૧૯૯॥

'આ રીતે સમ્યગ્દષ્ટિ પોતાને જાણતો અને રાગને છોડતો થકો નિયમથી જ્ઞાન-વૈરાગ્ય સંપન્ન હોય છે-એમ હવેની ગાથામાં કહે છેઃ–

'સુદૃષ્ટિ એ રીત આત્મને, જ્ઞાયક સ્વભાવ જ જાણતો;
ને ઉદય કર્મ વિપાકરૂપ તે, તત્ત્વજ્ઞાયક છોડતો.' ॥૨૦૦॥

આ બાબતમાં વધારે આધારો હવે પછીના પ્રકરણમાં આપવામાં આવશે.

## પ્રકરણ : ૮
## કરોતિ ક્રિયા ભાગ-૨

૧:–'કરોતિ ક્રિયા' ના આગલા પ્રકરણમાં બે ખોટી માન્યતાઓ ચાલી રહી છે; તેમાં સમ્યગ્દર્શન પોતાનું થયું છે એ છદ્મસ્થ જીવ પોતે જાણી શકે નહિ, પણ કેવળી ભગવાન જ જાણી શકે એવી એક માન્યતા છે, તે ખોટી છે; એમ કેટલાક શાસ્ત્રોથી બતાવ્યું છે, તે અહીં વિશેષ બતાવવામાં આવે છે.

૨:–'નય' છે તે શ્રુતજ્ઞાન પ્રમાણનો અંશ છે, શ્રુતજ્ઞાન વસ્તુને પરોક્ષ જણાવે છે, તેથી આ નય પણ પરોક્ષ જ જણાવે છે. શુદ્ધ દ્રવ્યાર્થિક નયનો વિષયભૂત બદ્ધસ્પૃષ્ટાદિ પાંચ ભાવોથી રહિત આત્મા ચૈતન્યશક્તિ માત્ર છે. તે શક્તિ તો આત્મામાં પરોક્ષ છે જ; વળી તેની વ્યક્તિ કર્મસંયોગથી મતિ શ્રુતાદિ જ્ઞાનરૂપ છે, તે કથંચિત્ અનુભવગોચર હોવાથી પ્રત્યક્ષ પણ કહેવાય છે.

૪:—સમયસારના કલશ ૧૦ મા આચાર્ય અમૃતચંદ્રદેવ જણાવે છે —

उदयति न नय श्रीरस्तुमेति प्रमाणम्
क्वचिदपि च न विद्मो याति निक्षेपचक्रम् ।
किम परमभिदध्मो धाम्नि सर्वं कषेऽस्मि-
न्ननु भवमुपयाते भाति न द्वैतमेव ॥९॥

અર્થ:—આચાર્ય શુદ્ધ નયનો અનુભવ કરી કહે છે કે.— આ સર્વ ભેદોને ગૌણ કરનાર જે શુદ્ધનયનો વિષયભૂતચૈતન્ય ચમત્કાર માત્ર તેજપુંજ આત્મા તેનો અનુભવ થતાં નયોની લક્ષ્મી ઉદય પામતી નથી, પ્રમાણ અસ્તને પ્રાપ્ત થાય છે, અને નિક્ષેપોનો સમુહ કયા જતો રહે છે તે અમે જાણતા નથી. આથી અધિક શુ કહીએ ? દ્વૈત જ પ્રતિભાસતુ નથી.

ભાવાર્થ.— × × × શુદ્ધ અનુભવ થતા દ્વૈત જ ભાસતુ નથી, એકાકર ચિન્માત્ર જ દેખાય છે.

આ ઉપરથી પણ સિદ્ધ થાય છે, કે ચોથે ગુણસ્થાને પણ આત્માને પોતાને પોતાના સમ્યગ્જ્ઞાનનો શુદ્ધ અનુભવ થાય છે. સમયસારમા લગભગ દરેક ગાથામા આ અનુભવ થાય છે, એમ જણાવી અનુભવ કરવાનો ઉપદેશ કર્યો છે.

૫:—શ્રીમદ્ રાજચંદ્ર શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્રમા પણ કહે છે કે:—

'વર્તે નિજ સ્વભાવનો, અનુભવ લક્ષ પ્રતીત,
વૃત્તિ રહે નિજભાવમાં, પરમાર્થે સમકિત. ॥૧૧૧॥

અર્થ—શ્રાવકે પ્રથમ સુનિર્મળ અને મેરુવત્ નિષ્કંપ અચળ એટલે કે ચલ, મળ અને અગાઢ એ ત્રણ દુષણ રહિત અત્યંત નિશ્ચલ એવા સમ્યગ્દર્શનને ગ્રહણ કરવું, અને દુઃખના ક્ષય માટે તેના ધ્યાનમાં રહેવું ॥૮૬॥

જો સમ્યગ્દર્શન થયું છે એમ છદ્મસ્થ જાણી શકતા ન હોય તો પ્રથમ સમ્યગ્દર્શન ગ્રહણ કરવું એવો ઉપદેશ કેમ બની શકે ?

૨—દર્શન પાહુડની ટીકામાં તો જણાવ્યું છે કે—સમ્યગ્દૃષ્ટિ પોતાને સમ્યગ્દર્શન થયું છે એ તો જાણી શકે, પણ બીજાને થયું છે કે તે પણ જાણી શકે, આ બાબતમાં નીચે પ્રમાણે ત્યાં કહ્યું છે—

"વળી તેની પરીક્ષા સર્વજ્ઞના આગમથી તથા અનુમાનથી તથા સ્વાનુભવ પ્રત્યક્ષ કરી, તેને પ્રમાણ કરે છે, વળી તેને નિશ્ચય તત્ત્વશ્રદ્ધાન પણ કહેવામાં આવે છે અને પરને પરની પરીક્ષા કરી પરના વચન અને કાયની ક્રિયાની પરીક્ષાથી અંતરંગમાં [ સમ્યક્ત્વ ] થયાની પરીક્ષા થાય છે, એ વ્યવહાર છે, પરમાર્થ સર્વજ્ઞ જાણે છે'

એ રીતે પોતાને સમ્યગ્દર્શન થયું છે તે છદ્મસ્થ પરોક્ષ શ્રુતજ્ઞાન તથા પ્રત્યક્ષ સ્વસંવેદનથી જાણે છે, અને પરને થયું છે કે નહીં તે પરોક્ષ શ્રુતજ્ઞાનથી જાણે છે શ્રુતજ્ઞાન તે સાચું જ્ઞાન છે કેવળી ભગવાન પોતાનું તથા પરનું સમ્યગ્દર્શન પ્રત્યક્ષ જાણે છે

૩—સમયસાર ગાથા-૧૪૪ માં પણ તે જ મતલબે લખ્યું છે તેનો ભાવાર્થ અહીં નીચે આપ્યો છે—

ભાવાર્થઃ-આત્માને પહેલાં આગમ જ્ઞાનથી જ્ઞાન-સ્વરૂપ નિશ્ચય કરીને પછી ઇંદ્રિય બુદ્ધિરૂપ મતિજ્ઞાનને જ્ઞાન-માત્રમાં જ મેળવી દઇને તથા શ્રુત જ્ઞાનરૂપી વિકલ્પોને મટાડી શ્રુતજ્ઞાનને પણ નિર્વિકલ્પ કરીને એક અખંડ પ્રતિભાસનો અનુભવ કરવો તે જ 'સમ્યગ્દર્શન' અને 'સમ્યગ્જ્ઞાન' એવાં નામ પામે છે; સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન કાંઈ અનુભવથી જુદાં નથી.'

૪:-ઉત્તરાધ્યન સૂત્રનું ૨૮ નું અધ્યયન મોક્ષમાર્ગનું છે, તેની ગાથા ૨૮ માં પણ તેમ જ કહ્યું છે. ત્યાં શિષ્ય પૂછે છે કે 'હવે કયા લિંગે (ચિન્હે) કરીને સમ્યક્ત્વ છે એમ જાણવું ?' તે વિષે કહે છેઃ-

परमत्थे संथवो वा सुदिट्ठ परमत्थ सेवणायावि
वावण्ण कुदंसण, वज्जणाय-सम्मत्त सद्दहणा ॥२८॥

અર્થઃ- પરમાર્થ સંસ્તવ તથા સારી રીતે પરમાર્થ દીઠો છે એવાઓની સેવના, તથા બીજું, તથા સમ્યગ્દર્શન નાશ પામ્યું એવા-તથા કુદર્શનનું છોડવું એ. સમ્યક્ત્વ શ્રદ્ધાન છે. (એટલે કે આ સર્વ લિંગવડે તેનામાં સમ્યગ્દર્શન છે એમ શ્રદ્ધા કરાય છે.)

સ્પષ્ટતા માટે તેનો અર્થ અહીં કહેવાય છે.

આ ગાથામાં સમ્યક્ત્વને જાણવાનાં નીચેનાં ચિન્હો બતાવ્યાં.

(૧) પરમાર્થ સંસ્તવ.
(૨) પરમાર્થ સારી રીતે દીઠો છે એવાઓની સેવના.
(૩) તથા તેવાં બીજાં.

(૪) સમ્યગ્દર્શન નાશ પામ્યું છે એવાઓનો પરિચય છોડવો.

(૫) કુદર્શન એટલે કે જેને મિથ્યાદર્શન છે એટલે કે આત્માનું યથાર્થ સ્વરૂપ જાણતા નથી એવાઓને છોડવા.

આમાં પહેલાં ત્રણ ચિન્હો 'અસ્તિ' રૂપે છે અને પછીનાં બે ચિન્હો 'નાસ્તિ' રૂપે કહ્યાં છે. તેનું વિવરણ નીચે પ્રમાણે છેઃ-

(૧) પરમાર્થ સંસ્તવ-સંસ્તવનો અર્થ સ્તુતિ થાય છે.

આ પરમાર્થ સ્તુતિના ત્રણ પ્રકાર છે.

(અ) જ્ઞેય-જ્ઞાયકના સંકર દોષનો પરિહાર કરવો,

(બ) ભાવ્ય-ભાવક સંકર દોષને દૂર કરવો,

(ક) ભાવ્ય-ભાવક દોષનો અભાવ કરવો,

પરમાર્થનો અર્થ નિશ્ચય છે એટલે નિશ્ચય સ્તુતિને અહીં સમ્યગ્દર્શનનું પહેલું લિંગ [ચિન્હ] કહ્યું; તેમાં જ્ઞેય-જ્ઞાયક સંકરદોષના પરિહારરૂપી સ્તુતિ ચોથા ગુણ-સ્થાનકેથી શરૂ થાય છે, ભાવ્ય-ભાવક સંકર દોષની સ્તુતિ ઉપશમશ્રેણીમાં હોય છે અને ભાવ્ય-ભાવક સંકર દોષનો અભાવ તે ક્ષપકશ્રેણીમાં હોય છે નિશ્ચયસ્તુતિને સમ્યગ્દર્શનનું ચિન્હ અહીં કહ્યું છે, તેથી નિશ્ચયસ્તુતિ શું છે તે અહીં કહેવામાં આવે છે—

जो इंदिये जिणित्ता णाणसहावाधिअं मुणदि आदं।
तं खलु जिदिंदियं ते भणंति जे णिच्छिदा साहू ॥३१॥

અર્થ -જે ઇંદ્રિયોને ('ઇંદ્રિય' શબ્દ લીધો છે-'દ્રવ્ય ઇંદ્રિય લીધો નથી, માટે ભાવ ઇન્દ્રિય અને દ્રવ્યઇંદ્રિય બન્ને જીતવા એમ કહ્યુ છે ) જીતીને જ્ઞાન સ્વભાવ વડે અન્યદ્રવ્યથી અધિક આત્માને જાણે છે તેને જે નિશ્ચયનયમા સ્થિત સાધુઓ છે તે તેઓ, ખરેખર (અહી 'ખરેખર' શબ્દ છે, માટે સાચો જિતેન્દ્રિય કોણ કહેવાય, તે જણાવ્યુ છે )જીતેન્દ્રિય કહે છે

ટીકા -અનાદિ અમર્યાદરૂપ બધ પર્યાયના વશે જેમા સમસ્ત સ્વ—પરનો વિભાગ અસ્ત થઈ ગયો છે (અર્થાત્ જેઓ આત્માની સાથે એવી એક થઈ રહી છે કે ભેદ દેખાતો નથી ) એવી શરીર પરિણામને પ્રાપ્ત જે દ્રવ્યેન્દ્રિયો તેમને તો નિર્મળ ભેદ-અભ્યાસની પ્રવિણતાથી પ્રાપ્ત જે અતરગમા પ્રગટ અતિ સૂક્ષ્મ ચૈતન્ય સ્વભાવ તેના અવલબનના બળ વડે જુદી કરી, એ દ્રવ્યેંદ્રિયોનુ જીતવુ થયુ

જુદા જુદા પોત પોતાના વિષયોમા વ્યાપાર પણાથી જેઓ વિષયોને ખડ ખડ ગ્રહણ કરે છે, (અર્થાત્ જ્ઞાનને ખડખડરૂપ જણાવે છે ) એવી ભાવેંદ્રિયોને પ્રતીતિમા આવતા અખડ એક ચૈતન્ય શક્તિપણાવડે પોતાથી જુદી જાણી, તે ભાવેંદ્રિયોનુ જીતવુ થયુ

ગ્રાહ્ય—ગ્રાહક લક્ષણવાળા સબધની નિકટતાને લીધે જેઓ પોતાના સવેદન (અનુભવ) સાથે પરસ્પર એક જેવા થઇ ગયેલા દેખાય છે એવા, ભાવેંદ્રિયોવડે ગ્રહવામા

આવતા જે ઇંદ્રિયોના વિષયભૂત સ્પર્શાદિ પદાર્થો તેમને, પોતાની ચૈતન્યશક્તિનું સ્વયમેવ અનુભવમાં આવતુ જે અસગપણુ તે વડે પોતાથી જુદા કર્યા, એ ઇંદ્રિયોના વિષયભૂત પદાર્થોનું જીતવું થયું.

આમ જે દ્રવ્યેંદ્રિયો, ભાવેન્દ્રિયો તથા ઇન્દ્રિયોના વિષયભૂત પદાર્થો એ ત્રણને જીતીને, જ્ઞેય-જ્ઞાયકસકર નામનો દોષ આવતો હતો તે સઘળો દૂર થવાથી એકત્વમાં ટંકોત્કીર્ણ' અને જ્ઞાન સ્વભાવવડે સર્વ અન્ય દ્રવ્યોથી પરમાર્થે જુદા એવા પોતાના આત્માને અનુભવે છે તે નિશ્ચયથી જીતેં-દ્રિય જિન છે.

(જ્ઞાનસ્વભાવ અન્ય અચેતન દ્રવ્યોમા નથી, તેથી તે વડે આત્મા સર્વથી અધિક, જુદો જ છે ) કેવો છે જ્ઞાનસ્વભાવ ? વિશ્વની ( સમસ્ત પદાર્થોની ) ઉપર તરતો ( અર્થાત્ તેમને જાણતા છતા તે રૂપ નહિ થતો ) પ્રત્યક્ષ ઉદ્યોતપણાથી સદાય અંતરંગમા પ્રકાશમાન, અવિનશ્વર, સ્વત સિધ્ધ અને પરમાર્થરૂપ એવો ભગવાન જ્ઞાન સ્વભાવ છે, આ રીતે એક નિશ્ચય સ્તુતિ તો આ થઈ.

ગાથા ૩૨ માં ભાવ્ય-ભાવક ભાવના સંકરદોષને દૂર કરનારી બીજી નિશ્ચયસ્તુતિ વર્ણવી છે. એવા જીવને નિશ્ચયથી જિતમોહ કહેવામા આવે છે ગાથા ૩૩ મા 'ક્ષીણ-મોહજિત ' દશા એ ત્રીજી નિશ્ચય સ્તુતિ છે ( જુઓ ગુજરાતી સમયસાર પા ૫૮-૫૯)

નોટ:- પરમાર્થ, ભૂતાર્થ, સત્યાર્થ એ પર્યાયવાચક શબ્દો છે, તેથી અહી ' પરમાર્થ સ્તવન ' નો અર્થ એ થાય છે ' શુદ્ધ

નય ભૂતાર્થ છે, સત્યાર્થ છે, એનો આશ્રય કરવાથી સમ્યગ્દૃષ્ટિ થઇ શકાય છે, એને જાણ્યા વિના જ્યાંસુધી જીવ વ્યવહારમાં મગ્ન છે ત્યાંસુધી આત્માના જ્ઞાન-શ્રદ્ધાનરૂપ નિશ્ચય સમ્યક્ત્વ થઇ શકતું નથી ( જુઓ ગુજરાતી સમયસાર ગા ૨૧. )

(૨) પરમાર્થ સુદૃષ્ટિપણે પ્રગટયો છે તેવા જીવોની સેવના —

આ બોલ પણ બતાવે છે કે બીજો જીવ નિશ્ચય સમ્યગ્દષ્ટિ છે કે કેમ તે નકકી કરી શકાય છે, કેમકે તે નકકી થઇ શકતું ન હોય તો તેની સેવના કેમ થઇ શકે? સમ્યગ્દષ્ટિનો આ શુભોપયોગ છે

(૩) અને તેવાં બીજા:-એટલે કે સમ્યગ્દષ્ટિ ઉપરાંત સમ્યગ્જ્ઞાન અને સમ્યકચારિત્ર હોય તે પણ સમ્યગ્દષ્ટિ સુચવે છે, તેથી સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર પણ છદ્મસ્થ જાણી શકે છે એમ સિદ્ધ થયું

હવે જ્યા પરમાર્થ સ્તુતિ હોય ત્યારે શું ત્યાગ્યું હોય છે તે કહે છે –

(૪) वावण્ણ એટલે વ્યાપન્ન દર્શન, એટલે જેને સમ્યગ્દર્શન હતું અને નાશ થયું છે તેને છોડવા; આ બોલપણ સિદ્ધ કરે છે કે સમ્યગ્દષ્ટિ બીજાનુ સમ્યગ્દ-ર્શન છૂટી ગયું હોય છે તે પણ જાણી શકે છે.

(૫) कुदसण वज्जणा—કુદર્શન છોડવું એટલે કે જેને સમ્યગ્દર્શન થાય છે તેને કુદર્શન (મિથ્યાદર્શન, સ્વરૂપની ભ્રમણા) છૂટી જાય છે

એ પ્રમાણે સમકિતના લક્ષણ કહ્યા, તે વડે પોતે કે પર સમ્યગ્દષ્ટિ છે એમ છદ્મસ્થ સમ્યગ્દષ્ટિ જાણી શકે

છે એમ સિદ્ધ થયું. સમ્યગ્દર્શન વિનાની ક્રિયા 'કરોતિ ક્રિયા' છે.

૫:—બીજી માન્યતા એવી છે કે સામાન્ય માણસો, આત્માને સમજે નહિ કેમકે તે સમજવો આ કાળે દુર્ઘટ છે. આ માન્યતા તદ્દન ખોટી છે. આ કાળે મનુષ્ય ભવે, આર્યકુળ અને દેશે, અને વીતરાગવાણીનો જોગ વર્તે છે ત્યારે આત્મા ન સમજાય એમ કહેવું તે ખોટું છે, એટલું જ નહિ પણ તે મિથ્યાત્વને પોષનાર છે. જે જીવ આત્મા સમજતા ન હોય તેને ખરી એટલે વીતરાગે પ્રરૂપેલી 'સામાયક' પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, તપ હોતા જ નથી, તો પછી તે ક્રિયાઓ સંવર-નિર્જરા રૂપ છે કે નહિ, તે સવાલ તેને માટે ઊઠતો જ નથી. તે ક્રિયાનું સ્વરૂપ આગળ બતાવવામાં આવશે. આ બાબતમા શ્રી મોક્ષમાર્ગ પ્રકાશકમાં સ્પષ્ટપણે નીચે મુજબ કહ્યું છે:–

'કોઇ જીવ તો એવું માને છે કે, જાણવાથી શું છે, માનવાથી શું છે, પણ કંઇક કરીશું તો ફળ પ્રાપ્ત થશે; એવું વિચારી તેઓ વ્રત-તપાદિ ક્રિયાના જ ઉદ્યમી રહે છે પણ તત્ત્વજ્ઞાનનો ઉપાય કરતા નથી. હવે તત્ત્વજ્ઞાન વિના મહાવ્રતાદિકનું આચરણ પણ મિથ્યાચારિત્ર નામ જ પામે છે, તથા તત્ત્વજ્ઞાન થતાં કાંઇ પણ વ્રતાદિક ન હોય તોપણ તે અસંયત સમ્યગ્દષ્ટિ નામ પામે છે. માટે પહેલાં તત્ત્વજ્ઞાનનો ઉપાય કરવો, અને પછી કષાય ઘટાડવા. શ્રી યોગેન્દ્ર દેવકૃત શ્રાવકાચારમાં પણ કહ્યું છે કે दंसण भुमिह बाहिरा जिय वय रुक्खण होंति.

અર્થ:-હે જીવ! આ સમ્યગ્દર્શન ભૂમિ વિના મત-રૂપી વૃક્ષ ન થાય; અર્થાત્ જે જીવોને તત્ત્વજ્ઞાન નથી તેઓ યથાર્થ આચરણ આચરતા નથી.' (જુઓ ગુજરાતી મોક્ષમાર્ગ પ્રકાશક-અધિકાર ૭ મો. પા. ૨૪૨.) વિશેષ ચર્ચા હવે પછીના પ્રકરણમાં છે.



## પ્રકરણ : ૧૦

## કરોતિ ક્રિયા ભાગ—૪

અધ્યાત્મ ઉપદેશ આ કાળે આપવો જ જોઈએ, તે વિના સર્વ ક્રિયા 'કરોતિ ક્રિયા' છે.

૧:-આ કાળ નિકૃષ્ટ છે, માટે સામાન્ય જીવોને વ્રત પચ્ચખાણ આદિનો જ ઉપદેશ આપવો યોગ્ય છે એમ કહેવું તે પણ યોગ્ય નથી. આ બાબતમાં શ્રી મોક્ષમાર્ગ પ્રકાશકમાં નીચે પ્રમાણે ચોખવટ કરવામાં આવી છે—

શંકા'-દ્રવ્યાનુયોગરૂપ અધ્યાત્મ ઉપદેશ છે તે ઉત્કૃષ્ટ છે, અને તે ઉચ્ચદશાને પ્રાપ્ત હોય તેને જ કાર્યકારી છે, પણ નીચલી દશાવાળાઓને તો વ્રત સંયમાદિનો જ ઉપદેશ આપવો યોગ્ય છે?

સમાધાન.-જિનમતમાં તો એવી પરિપાટી છે કે-પહેલાં સમ્યકત્વ હોય પછી વ્રત હોય, હવે સમ્યકત્વ તો સ્વ-પરનું શ્રદ્ધાન થતાં થાય છે, તથા તે શ્રદ્ધાન દ્રવ્યાનુ-

યોગનો અભ્યાસ કરતાં થાય છે, માટે પહેલાં દ્રવ્યાનુયોગ અનુસાર શ્રદ્ધા કરી સમ્યગ્દષ્ટિ થાય અને ત્યારપછી ચરણાનુયોગ અનુસાર વ્રતાદિક ધારણ કરી વ્રતી થાય. એ પ્રમાણે મુખ્યપણે તો નીચલી દશામાં જ દ્રવ્યાનુયોગ કાર્યકારી છે, તથા ગૌણપણે-જેને મોક્ષમાર્ગની પ્રાપ્તિ થતી ન જણાય તેને-પહેલાં કોઈ વ્રતાદિકનો ઉપદેશ દેવામાં આવે છે; માટે ઉચ્ચ દશાવાળાને અધ્યાત્મ ઉપદેશ અભ્યાસ કરવા યોગ્ય છે એમ જાણી નીચલી દશાવાળાઓએ ત્યાંથી પરાઙ્મુખ થવું યોગ્ય નથી.

શંકાઃ-ઊંચા ઉપદેશનું સ્વરૂપ નીચલી દશાવાળાને ભાસે નહિ;

**સમાધાનઃ**-અન્ય તો અનેક પ્રકારની ચતુરાઈ જાણે છે, અને અહીં મૂર્ખપણું પ્રગટ કરે છે તે યોગ્ય નથી. અભ્યાસ કરતાં સ્વરૂપ બરાબર ભાસે છે, તથા પોતાની બુદ્ધિ અનુસાર થોડું ઘણું ભાસે છે, પરંતુ સર્વથા નિરૂદ્યમી થવાને પોષણ કરીએ, એ તો જિનમાર્ગના દ્વેષી થવા જેવું છે.

શંકાઃ-આ કાળ નિકૃષ્ટ (હલકો) છે માટે ઉત્કૃષ્ટ અધ્યાત્મના ઉપદેશની મુખ્યતા કરવી યોગ્ય નથી.

**સમાધાનઃ**-આ કાળ સાક્ષાત્ મોક્ષ થવાની અપેક્ષાએ નિકૃષ્ટ છે પણ આત્માનુભવન આદિ વડે સમ્યક્ત્વાદિ હોવાની આ કાળમાં મના નથી. માટે આત્માનુભવનાદિ અર્થે દ્રવ્યાનુયોગનો અભ્યાસ અવશ્ય કરવો. મોક્ષપાહુડમાં કહ્યું છે કે આજ પણ ત્રિરત્ન વડે શુદ્ધ

જીવ આત્માને ધ્યાવી સ્વર્ગ લોકમા વા લોકાંતિકમા દેવ પણ પામે છે અને ત્યાથી ચ્યવી મનુષ્ય થઇ મોક્ષ જાય છે, માટે આ કાળમા પણ દ્રવ્યાનુયોગનો ઉપદેશ મુખ્ય જરૂરનો છે (જુઓ મોક્ષમાર્ગ પ્રકાશક–ગુજરાતી પા ૨૯૫)

શ્રી અનુભવ પ્રકાશમા પણ તે જ પ્રમાણે નીચેના શબ્દોમા પાને ૫૬ મે જણાવ્યુ છે–

'કોઇ એમ જાણે કે આજના સમયમા સ્વરૂપ કઠણ છે, તે સ્વરૂપની ચાહ મટાડનાર બહિરાત્મા છે આજથી અધિક પરિગ્રહ ચોથા કાળના પુણ્યવત નર ચક્રવર્તી આદિક, તેમને હતો અને આને તો થોડો છે, એ પરિગ્રહ જોરાવરીથી તેના પરિણામોમા આવતો નથી, પોતે જ દોડી દોડી પરિગ્રહમા ઢુકે છે જ્યારે નવરો હોય ત્યારે વિકથા કરે છે–ત્યારે સ્વરૂપનુ પરિણામ કરે તો કોણ રોકે છે? પર પરિણામ સુગમ, નિજ પરિણામ વિષમ બતાવે છે! દેખો અચરજની વાત, પોતે દેખે છે–જાણે 'છે છતા દેખ્યો ન જાય, જાણ્યો ન જાય એમ કહેતા લાજ આવતી નથી સસાર ચાતુરીનો ચતુર, પોતાને જાણવામા શઠ એવી હઠ–ધિઠતા પકડી પકડીને જ પર વ્યસનમા ગાઢ બન્યો.'

૨– કોઇ જીવ કહે છે કે–'દ્રવ્યાનુયોગમા વ્રત સયમાદિ વ્યવહાર ધર્મનુ હીનપણુ પ્રગટ કર્યુ છે, સમ્યગ્દષ્ટિના વિષય ભોગાદિને નિર્જરાના કારણ કહ્યા છે, ઇત્યાદિ કથન સાભળી જીવ સ્વચ્છંદી બની પુણ્ય છોડી

પાપમાં પ્રવર્ત્તશે, તેથી તેને વાંચવા સાંભળવા યોગ્ય નથી.' તેને કહીએ છીએ કે:-

'જેમ સાકર ખાતાં ગધેડું મરી જાય તો તેથી કાંઈ મનુષ્ય તો સાકર ખાવી ન છોડે, તેમ કોઈ વિપરીત બુદ્ધિ જીવ અધ્યાત્મ ગ્રંથો સાંભળી સ્વચ્છંદી થાય તો તેથી કાંઈ વિવેકી જીવ તો અધ્યાત્મ ગ્રંથોનો અભ્યાસ ન છોડે. હા, એટલું કરે કે જેને સ્વચ્છંદી થતો જાણે તેને જેમ તે સ્વચ્છંદી ન થાય તેવો ઉપદેશ આપે વળી અધ્યાત્મ ગ્રંથોમાં પણ સ્વચ્છંદી થવાનો ઠામ ઠામ નિષેધ કરવામાં આવે છે; તેથી જે તેને બરાબર સાંભળે છે તે તો સ્વચ્છંદી થતો નથી, છતાં કોઈ એકાદ વાત સાંભળી કોઈ પોતાના અભિપ્રાયથી સ્વચ્છંદી થાય તો ત્યાં ગ્રંથનો તો દોષ નથી, પણ તે જીવનો જ દોષ છે.'

વળી જો જુઠ્ઠી દોષ કલ્પના વડે અધ્યાત્મ શાસ્ત્રોના વાંચન શ્રવણનો નિષેધ કરવામાં આવે તો મોક્ષમાર્ગનો મૂળ ઉપદેશ તો ત્યાં જ છે એટલે તેનો નિષેધ કરતાં મોક્ષમાર્ગનો નિષેધ થાય છે. જેમ મેઘવૃષ્ટિ થતાં ઘણા જીવોનું કલ્યાણ થાય છતાં કોઈને ઊલટું નુકશાન થાય તો તેની મુખ્યતા કરી મેઘનો તો નિષેધ ન કરવો; તેમ સભામાં અધ્યાત્મ ઉપદેશ થતા ઘણા જીવોને મોક્ષમાર્ગની પ્રાપ્તિ થાય છે છતાં કોઈ ઊલટો પાપમાં પ્રવર્તે તો તેની મુખ્યતા કરી અધ્યાત્મશાસ્ત્રોનો તો નિષેધ ન કરવો.

બીજું અધ્યાત્મ ગ્રંથોથી કોઈ સ્વછંદી થાય તે તો પહેલાં મિથ્યાદૃષ્ટિ હતો અને આજે પણ મિથ્યાદૃષ્ટિ જ

રહ્યો હા, એટલુ જ નુકશાન થાય કે તેને સુગતિ ન થતા દુર્ગતિ થાય

વળી અધ્યાત્મ ઉપદેશ ન થતા ઘણાં જીવોને મોક્ષ માર્ગની પ્રાપ્તિનો અભાવ થાય છે, એટલે તેથી તો ઘણા જીવોનુ ઘણુ ભૂરુ થાય છે, માટે અધ્યાત્મ ઉપદેશનો નિષેધ કરવો યોગ્ય નથી ( જુઓ મોક્ષમાર્ગ પ્રકાશક દ્રવ્યાનુયોગમા દોષ કલ્પનાનુ નિરાકરણ પા ૨૯૪ )

૩–માટે સિધ્ધ થાય છે કે —

(૧) સભામા અધ્યાત્મ ઉપદેશ આપવો, કેમકે તેથી ઘણા જીવોને મોક્ષમાર્ગની પ્રાપ્તિ થાય છે

(૨) નીચલી દશાવાળાને અધ્યાત્મ ઉપદેશનુ સ્વરૂપ ભાસે નહી એમ કહેવુ અયોગ્ય છે જેઓ જેઓ મોક્ષ માર્ગ પામ્યા છે તે બધા પહેલા નીચલી દશામા હતા, અને ત્યા અધ્યાત્મ ઉપદેશ સાભળતા મોક્ષમાર્ગ પામ્યા છે માટે નીચલી દશાવાળાને માટે ધોરી માર્ગ એક જ છે કે, અધ્યાત્મ શાસ્ત્રોનો ઉપદેશ ઉપદેશકે સમજાવવો

(૩) અભ્યાસ કરતા સ્વરૂપ બરાબર જીવને ભાસે છે, માટે જીવ સમજી શકે નહી એમ ખોટી કલ્પના કરવી એ તો મૂર્ખપણુ પ્રગટ કરવા જેવુ છે કે જે યોગ્ય નથી

(૪) સમ્યક્ત્વઆદિ મેળવવાની અપેક્ષાએ આ હલકો કાળ નથી, માટે આત્માનુભવનાદિ માટે દ્રવ્યાનુયોગનો અભ્યાસ અવશ્ય કરવો, કેમકે તેથી સસાર ચક્ર તૂટી

જઈ અલ્પ ભવમાં સંપૂર્ણ પવિત્રતા (મોક્ષ) જીવ પ્રાપ્ત કરે છે.

(૫) જો આ મનુષ્ય-ભવમાં તે કામ ન કર્યું તો જીવની ત્રસ (બે ઈન્દ્રિયથી પંચેન્દ્રિય) અવસ્થા બહુ થોડા કાળની છે, અને એકેન્દ્રિય અવસ્થા અતિ-અતિ લાંબા કાળની છે તો મોક્ષમાર્ગ જીવ ક્યારે પામે? માટે તે (મોક્ષમાર્ગ) આ મનુષ્ય ભવમાં જ પ્રાપ્ત કરી લેવો તે જ આત્માનું કલ્યાણ છે.

૪:- સમ્યગ્દર્શન વગર જીવની શુભાશુભ ચૈતન્ય-ક્રિયા બધી બંધનું કારણ છે, તેથી તે ચારિત્ર અપેક્ષાએ 'કરોતિ ક્રિયા' છે, તે વડે કદી મોક્ષ થાય નહીં.

૫:-ઉત્તરાધ્યયન સૂત્રની ૩૦ મી ગાથામાં (અધ્યાય ૨૮) પણ તેમજ કહ્યું છે, તે ગાથા નીચે પ્રમાણે છે:-

नादंसणिस्स नाणं, नाणेन विना न होंति चरणगुणा ।
अगुणिस्स नत्थि मोक्खो, नत्थि अमुक्कस्स निव्वाणं ॥३०॥

અર્થ:-સમ્યગ્દર્શન રહિત પુરુષને સમ્યગ્જ્ઞાન હોતું નથી; સમ્યગ્જ્ઞાન વિના સમ્યકચારિત્રનો ગુણ હોતો નથી; તે ગુણ વગરના જીવને મોક્ષ (પવિત્રતા) હોતી નથી, તથા કર્મથી મુકત થયેલાં ન હોય તેને નિર્વાણ થતો નથી.

નોટ:- કર્મનો અર્થ 'દ્રવ્યકર્મ, ભાવકર્મ અને નોકર્મ' થાય છે માટે અહીં તે ત્રણે અર્થ લેવાં.



અર્થ—કાઇ શિષ્ય પૂછે છે કે હે સ્વામી, આપે અશુભ ક્રિયાને અશુદ્ધ અને શુભ ક્રિયાને શુદ્ધ કેમ ન કહી?

શ્રી ગુરુ કહે છે કે, જ્યાં સુધી ક્રિયાના પરિણામ રહે છે ત્યાં સુધી ઉપયોગ અને યોગ ચંચળ રહે છે, અને જ્યાંસુધી ઉપયોગ સ્વસ્વરૂપમાં સ્થિર ન થાય ત્યાં સુધી શુદ્ધ અનુભવ થતો નથી, માટે એ શુભ-અશુભ બન્ને ક્રિયા મોક્ષમાર્ગને ઘાતનારી છે, બન્ને બંધની ક્રિયા છે, બન્નેમાં ભલી એક નથી, બન્ને મોક્ષમાર્ગમાં બાધક છે એમ વિચારીને તે બન્ને ક્રિયાનો નિષેધ કર્યો છે

મોક્ષમાર્ગમાં ક્રિયાનો નિષેધ

[દોહરો]

કરની હિત હરની સદા, મુકતિ વિતરની નાહિ।
ગની બંધ પદ્ધતિ વિષૈં, સની મહાદુખમાહિ ॥૮૬॥

[સર્વવિશુદ્ધિ દ્વાર]

અર્થ— કરણી સદા હિતનો નાશ કરનારી છે, મુક્તિને દેવાવાળી નથી, કરણી બંધ પદ્ધતિમાં ગણાય છે અને તે નર્કાદુ ખદી વિમ છે

(શુભ ગુણ ચતન્ય ક્રિયા—હું પગનું કરી શકું, હાથ પગ,શરીર ચલાવી શકું, પુણ્યથી મને લાભ થાય, એ આદિ ભાવો—તેને અહીં કરણી કહી છે)

આત્માની વિકારી ક્રિયાનું સ્વરૂપ

[ સવૈયા એકતીસા ]

કરની કી ધરનીમૈં મહામોહ રાજા બસૈ,
કરની અગ્યાન ભાવ રાકિસકી પુરી હૈ।

કરની કરમ કાયા પુગ્ગલકી પ્રતિ છાયા,
કરની પ્રગટ માયા મિસરીકી છુરી હૈ ॥
કરની કે જાલમેં ઉરજ્ઞિ રહ્યો ચિદાનંદ,
કરની કી વોટ ગ્યાન ભાન દુતિ દુરી હૈ।
કરની સદૈવ નિહચૈ સુરૂપ બુરી હૈ ॥ ૯૭ ॥

[ સર્વ વિશુદ્ધ દ્વાર. ]

અર્થ:-ક્રિયાની ભૂમીમાં મહામોહ રાજા વસે છે, ક્રિયા અજ્ઞાનભાવરૂપ રાક્ષસની નગરી છે, ક્રિયા કર્મ અને શરીરાદિ પુદ્ગલની મૂર્તિ છે, ક્રિયા સાક્ષાત માયા રૂપ સાકરની છરી છે, ક્રિયાની જાળમાં ચિદાનંદ આત્મા ફસાઈ રહ્યો છે, ક્રિયાની આડમાં જ્ઞાન સૂર્યનો પ્રકાશ ઢંકાઈ ગયો છે, શ્રી આચાર્ય દેવ કહે છે કે-ક્રિયાથી જીવ (વ્યવહારી સરાગી) છે, ક્રિયા હમેશાં યથાર્થ સ્વરૂપે જોતા બૂરી છે ૯૭ ( આ આત્માની બૂરી ક્રિયાનું સ્વરૂપ છે. )

મૂઢ ક્રિયા તથા વિચક્ષણ ક્રિયાનું સ્વરૂપ

[ સવૈયા એકત્રીસા ]

જૈસેં મતવારો કોઊ કહૈ ઔર કર ઔર,
તૈસે મૂઢ પ્રાની વિપરીતતા ધરતુ હૈ।
અશુભ કરન બંધ કારન વખાનૈ માનૈ,
મુકિત કે હેતુ શુભ-રીતિ આચરતુ હૈ॥
અંતર સુદૃષ્ટિ ભઈ મૂઢતા બિસર ગઈ,
ગ્યાન કો ઉદોત ભ્રમ-તિમિર હરતુ હૈ।

કરની સૌ ભિન્ન રહે આતમ-સુરુપ ગહે,
અનુભૌ અરભિ રસ કૌતુક કરતુ હૈ ॥૧૬॥
(પુણ્ય-પાપ એકત્વદ્વાર)

અર્થ:-જેમ કોઇ દારૂ પીધેલ (પાગલ) માણસ કહે દાઈક અને કરે કાઇક, તેમ મિથ્યાદષ્ટિ જીવ વિપરીત ભાવ ધરે છે, તે અશુભકર્મને બધનુ કારણ કહે અને માને છે, પણ શુભભાવને મોક્ષના કારણ તરીકે આચરે છે, પણ જ્યારે અતર સાચી દૃષ્ટિ થાય છે ત્યારે મૂઢતા (અજ્ઞાન) નષ્ટ થઇ જાય છે, અને જ્ઞાનનો પ્રકાશ ભ્રમણારૂપ અધકારનો નાશ કરે છે, અને કરણીથી ભિન્ન રહી આત્મ સ્વરૂપને ગ્રહણ કરે છે, અને અનુભવ ધારણ કરી પરમ રસમા આનદ કરે છે ૧૬

૩-ઉપરથી સિદ્ધ થાય છે કે ' શુદ્ધાત્મ અનુભવ ક્રિયા ' સિવાયની ચૈતન્યની સર્વે ક્રિયા અશુદ્ધ છે, તેથી તે મોક્ષની ક્રિયા નથી, પણ તે ક્રિયા મોક્ષની કાતરણી છે, તેનુ ફળ સસાર છે, એટલે કે દુખ છે અને તે ત્યાજ્ય છે-હેય છે

૪'—શરીરની ક્રિયાથી જીવને મોક્ષ કે બધ થઇ શકે નહી. શરીર પરદ્રવ્ય છે, તે અનત પરમાણુઓનો સ્થુળ સ્કધ છે દરેક દ્રવ્યક્રિયાસપન્ન છે અને સ્વય પરિણામી છે, જીવ તે કરી શકતો નથી છતા મિથ્યાદષ્ટિ જીવ હુ શરીરની ક્રિયા કરી શકુ છુ એમ માને છે, એ માન્યતા ખોટી હોવાથી તે ખોટી માન્યતાનુ નિમિત્ત પામી પુદ્ગલ કાર્માણવર્ગણા સ્વય કર્મરૂપે પરિણમે છે. જ્યારે પુદ્ગલ

ઉત્તર-સામાયિક તો રાગ-દ્વેષ રહિત સામ્યભાવ થતા થાય છે, પણ પા માત્ર ભણવાથી થા ઊઠ બેસ કરવાથી તો સામાયિક થતુ નથી કદાચિત્ કોઇ કહે કે 'અન્ય કાર્ય કરતા તે કરતા તો ભલુ છે?' એ સાચુ, પરંતુ સામાયિ પ્રતિજ્ઞા તો એવી કરે છે કે 'મન-વચન- કાયાથી સાવદ્યને કરીશ નહી - કરાવીશ નહી' હવે મનમા તો વિ પ થયા જ કરે છે, તથા વચન કાયામા પણ કદાચિત્ અન્યથા પ્રવૃત્તિ થાય છે ત્યા પ્રતિજ્ઞા ભગ થાય છે, હવે પ્રતિજ્ઞા ભગ કરવા કરતા તો ન કરવુ ભલુ છે, કારણ પ્રતિજ્ઞા ભગ કરવી એ મહા પાપ છે (જુઓ મોક્ષમાર્ગ પ્રકાશક પાનુ -૧૯૮-૧૯૯)

૨ આપણે બે માણસો લઇએ, તેમા એક પ્રતિજ્ઞા કરતો નથી પણ પોતાની માતૃભાષામા પાઠ ભણે છે, અને તેનો અર્થ જાણી તેમા ઉપયોગ રાખે છે, જ્યારે બીજો પ્રતિજ્ઞા કરી તેને બરાબર પાળતો નથી, પ્રાકૃતાદિ ભાષાના પાઠ બોલે છે પણ તેના અર્થનુ પોતાને જ્ઞાન નથી, અને અર્થ જાણ્યા વિના ત્યા ઉપયોગ રહે નહી, ત્યારે ઉપયોગ અન્ય ઠેકાણે ભટકે છે તેથી પ્રતિજ્ઞા ભગ થાય છે, હવે આ બે માણસોમા વિશેષ ધર્માત્મા કોણ?

ઉત્તરમા-જો પહેલાને કહેશો તો તમે એવો જ ઉપદેશ કેમ કરતા નથી-અને તમે પોતે તેમ કેમ કરતા નથી? જો બીજા માણસને ધર્માત્મા કહેશો તો પ્રતિજ્ઞા ભગમા પાપ ન થયુ ... પરિણામ અનુસાર ધર્મા

જે સામાયિક સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર સ્વભાવવાળા પરમાર્થભૂતજ્ઞાનના ભવન (પરિણમન) માત્ર છે, એકાગ્રતા (શુદ્ધ આત્મસ્વરૂપ) છે તે મોક્ષના કારણભૂત છે.

૪–ઉપર જે વ્યાખ્યા આપી તે ‘ નિશ્ચય સામાયિક’ છે, પાચમા ગુણસ્થાને વર્તતો શ્રાવક જે વખતે પોતાના શુદ્ધજ્ઞાનમા નિર્વિકલ્પપણે સ્થિર થાય છે તે સ્થિરતાને ‘નિશ્ચય સામાયિક’ કહેવામા આવે છે જે વખતે તે શ્રાવક પોતાના શુદ્ધોપયોગમા સ્થિર રહી શક્તો નથી તે વખતે પોતાનો ભાવ અશુભમા ન જાય તેનો વિવેક રાખે છે અને તેથી તેનો પુરુષાર્થ રાગ–દ્વેષ તોડવા તરફ વળે છે, તેમા અશુભ ટળે છે અને શુભ રહી જાય છે શ્રાવકના વ્રતમા એક ‘સામાયક વ્રત’ છે, તે વ્રત બે ઘડી પોતાના ઉપયોગમા નિર્મળતા લાવવાના પ્રયાસ સમ્યગ્દષ્ટિ કરે છે તે છે, તે શુભોપયોગરૂપ છે. તે ‘વ્યવહાર સામાયિક’ છે કેમકે તે નિશ્ચયના લક્ષ પૂર્વક છે. આ શુભોપયોગ તો રાગ છે અને રાગ વિકાર હોવાથી બધ છે પણ તે વખતે રાગ અને શુભોપયોગના નકારની જે દઢતા છે તેથી શુદ્ધિ વધે છે, તે શુદ્ધિ સવર અને નિર્જરારૂપ છે, વ્રત પોતે સવર કે નિર્જરારૂપ નથી, તે તો આસ્રવ એટલે કે પુણ્યબધરૂપ સમ્યગ્દષ્ટિને છે

૫ – પ્રશ્ન –કેટલાક હિંસાદિક સાવદ્યયોગના ત્યાગને ચારિત્ર અને મહાવ્રત તથા અણુવ્રતને ઉપાદેયપણાથી ગ્રહણરૂપ ચારિત્ર માને છે, તો તે સાચુ ચારિત્ર છે ?

ઉત્તર:-ના; તત્ત્વાર્થ ( તત્ત્વાર્થ સૂત્ર સર્વજૈનોને માન્ય છે: ) સૂત્રમા આસ્રવ પદાર્થનું નિરૂપણ કરતાં મહાવ્રત-અણુવ્રતને પણ આસ્રવરૂપ કહ્યાં છે, તો તે ઉપાદેય કેવી રીતે હોય ? આસ્રવ તો બંધનો સાધક છે અને ચારિત્ર મોક્ષનું સાધક છે, તેથી એ મહાવ્રતાદિરૂપ આસ્રવ ભાવોને ચારિત્રપણું સંભવતુ નથી, પણ સર્વ કષાયરહિત ઉદાસીન ભાવ છે તેનું જ નામ ચારિત્ર છે. ચારિત્રમોહના દેશઘાતિ સ્પર્દ્ધકોના ઉદયથી જે મહામંદ પ્રશસ્તરાગ થાય છે તે તો ચારિત્રનો મળ છે, અને તેને નહીં છૂટતો જાણીને તેનો ત્યાગ કરતા નથી, અને સાવદ્યયોગનો જ ત્યાગ કરે છે, પરંતુ જેમ કોઈ પુરુષ કંદ-મૂળઆદિ ઘણા દોષ વાળી હરિતકાયનો ત્યાગ કરે છે તથા કોઈ હરિતકાયને ભક્ષણ કરે છે પણ હરિતકાયના ભક્ષણને તે ધર્મ માનતો નથી તેમ મુનિ કે શ્રાવક હિંસાદિ તીવ્ર કષાયરૂપ ભાવનો ત્યાગ કરે છે તથા કોઈ મંદ કષાયરૂપ મહાવ્રત-અણુવ્રત આદિને પાળે છે પણ તે મંદ કષાયરૂપ વ્રતાદિને મોક્ષ-માર્ગ માનતા નથી. (જુઓ. મોક્ષમાર્ગ પ્રકાશક પા. ૨૩૩.)

પ્રશ્ન:-સમ્યગ્દષ્ટિ મુનિ કે શ્રાવકને એક જ કાળમાં એવો ભાવ હોય છે કે જેથી તેને સંવર નિર્જરા પણ થાય છે, અને બંધ પણ થાય છે તે કેવી રીતે છે?

ઉત્તર:- એ ભાવ મિશ્રરૂપ છે, કંઈક ભાવ વીતરાગ થયા છે, તથા કંઈક સરાગ થયા છે, ત્યાં જે અંશ વીતરાગ થયા છે, તથા તેમાં વૃદ્ધિ થતી જાય છે તે વડે તો સંવર-નિર્જરા જ છે, તથા જે અંશ સરાગ રહ્યા

જો નિરઅતિચાર મહાવ્રતને નિશ્ચય ચારિત્ર કહેશો તો તેવા મુનિને બંધ કેમ થાય? બંધ તો રાગથી જ થાય છે, અને સમ્યગ્દૃષ્ટિ મુનિને નિરઅતિચાર મહાવ્રત છતા બંધ થાય છે, માટે મહાવ્રત મંદકષાયરૂપ રાગ છે એમ સિદ્ધ થાય છે.

અજ્ઞાનીના વ્રતને તો જ્ઞાનીઓ વ્રત કહેતા જ નથી, તેને તો 'બાળ વ્રત' અથવા 'અવ્રત' કહે છે, કેમકે વ્રત તો પાચમે ગુણસ્થાને જ શરૂ થાય છે, જ્યારે અજ્ઞાની પહેલે કે બીજે ગુણસ્થાને હોય છે. તે શુભ ભાવ રાખે તો પુણ્ય બાંધે પણ તેથી સંસાર ટળે નહિ



## પ્રકરણ : ૧૪

## કુપ્રતિક્રમણ અને સુપ્રતિક્રમણનું સ્વરૂપ.

૧ -પ્રકરણ -૧૨- મા કુસામાયિક માટે જે કહેવામા આવ્યુ છે તે અહી કુપ્રતિક્રમણને લાગુ પડે છે, તથા સાચી સામાયિકને માટે તે કહ્યું છે તે સુપ્રતિક્રમણને લાગુ પડે છે.

૨ -'પડિક્કમણુ' (પ્રતિક્રમણ) નામ પૂર્વદોષ નિરાકરણ કરવાનુ છે, હવે 'મિચ્છામિ દુક્કડ' એટલુ કહેવા માત્રથી તો દુષ્કૃત મિથ્યા થાય નહી, પણ મિથ્યા થવા યોગ્ય પરિણામ થતા જ 'દુષ્કૃત' મિથ્યા થાય છે, માટે એકલા પાઠ જ કાર્યકારી નથી. વળી પડિક્કમણાના પા-

અનુભવનથી) સાક્ષાત્ જ્ઞાન ચેતના સ્વરૂપ કેવળજ્ઞાનમય આત્મા પ્રગટ થાય છે. (જુઓ. સમયસાર પા. ૪૪૭).

૫:–પ્રશ્નઃ– જો તમે આમ કહેશો કે પ્રરૂપશો તો લોકો હાલ જે સામાયિક પ્રતિક્રમણ કરે છે તે પણ છોડી દેશે !

જવાબઃ– આ કથન અન્યાયી છે. સત્ પ્રરૂપણાથી લોકોને નુકસાન થાય કે અસત્ પ્રરૂપણાથી લોકોને લાભ થાય? આ સ્વરૂપ સાંભળશે તેને સાચું સમજવાને રુચિ થશે, અને પોતાના દોષો મટાડશે; વળી હાલ થતાં સામાયિક તથા પ્રતિક્રમણનું સ્વરૂપ ઉપર દર્શાવ્યું છે, અને તે સામાયિક–પ્રતિક્રમણ છે જ નહીં એમ બતાવ્યું છે. સાચું સમજનાર પુણ્ય છોડી પાપ કરશે એમ માનવું પણ અન્યાયી છે, સાચું સમજનાર કદી પાપ કરશે જ નહીં; કેમકે તે તો અશુભભાવ છે, પણ પુણ્ય છોડી પુણ્ય–પાપ રહિત થશે, અને તેમ નહીં થઈ શકે ત્યાં સુધી તે પુણ્ય ભાવમાં આવશે, પણ તેને કદી ધર્મ માનશે નહીં; અને તે તોડવા લાયક ભાવ છે એમ સમજશે, એટલે સમ્યગ્દૃષ્ટિ જ્યાં સુધી સંપૂર્ણ વીતરાગ નહીં થાય ત્યાં સુધી પાપ છોડી પુણ્ય ભાવમાં આવશે અને તેથી સત્પુણ્ય બાંધશે, પણ તે પુણ્ય આત્માને લાભદાયક છે કે આત્માનું સ્વરૂપ છે એમ કદી માનશે નહીં.

## પ્રકરણ ૧૫
## સાચું પ્રત્યાખ્યાન શું છે?

૧-સાચા પ્રત્યાખ્યાનનુ સ્વરૂપ નીચે મુજબ છે-
શુભ ને અશુભ ભાવિ કરમ જે ભાવમા બધાય છે,
તેથી નિવર્ત્તન જે કરે તે આત્મા પચ્ચખાણ છે ૧૩૮૪।

અર્થ-ભવિકાળનુ જે શુભાશુભ કર્મ તે જે ભાવમા બધાય છે તે ભાવથી જે આત્મા નિવર્ત્તે છે તે આત્મા પ્રત્યાખ્યાન છે ૩૮૪

**ટીકા**:-તે જ આત્મા, તે ભાવોના કાર્યભૂત ઉત્તર કર્મને (ભવિષ્ય કાળના કર્મને) પરાખતો થકો પ્રત્યાખ્યાન છે, તે રીતે આત્મા સદા પચખતો (અર્થાત્ પ્રત્યાખ્યાન કરતો) થકો ઉત્તર કર્મના કારણરૂપ ભાવોથી અત્યત નિવૃત્ત થયો થકો પોતામા જ-જ્ઞાનસ્વભાવમા જ નિરતર ચરતો (વિચરતો, આચરણ કરતો) ચારિત્ર છે (અર્થાત્ પોતે જ ચારિત્ર સ્વરૂપ છે, અને ચારિત્ર સ્વરૂપ વર્તતો થકો પોતાને-જ્ઞાન માત્રને ચેતતો (અનુભવતો) હોવાથી તે આત્મા પોતે જ જ્ઞાનચેતના છે, એવો ભાવ આશય છે (જુઓ ગુજરાતી સમયસાર પા ૪૪૬)

૨-ઉપર કહ્યુ તે નિશ્ચય પ્રત્યાખ્યાનનુ સ્વરૂપ છે, તે સમ્યગ્દર્શન થયા પછી જે જીવ સમ્યક્ચારિત્રમા સ્થિર થાય તેને જ હોય છે, મિથ્યાદષ્ટિને કદી હોતુ નથી આ અજ્ઞાની જીવ સદ્ગુરુનો ઉપદેશ સાભળી પ્રતિ

બુદ્ધ થાય છે અને સાક્ષાત્ દ્રષ્ટા (દેખનાર) એવા પોતાને પોતાથી જ જાણી, શ્રદ્ધાન કરી, તેનું જ આચરણ કરવા ઈચ્છુક થયો થકો જ્યારે પૂછે છે કે 'આ આત્મા અને અન્ય દ્રવ્યોનું પ્રત્યાખ્યાન (ત્યાગવું) તે શું છે?'

ત્યારે તેને આચાર્ય નીચે પ્રમાણે કહે છે –

सव्वे भावे जह्मा पच्चक्खाइ परेत्तिणादुणं ।
तह्मा पच्चक्खाणं णाणं णियमा मुणेयव्वं ॥३४॥

સૌ ભાવને પર જાણીને પચ્ચખાણ ભાવોનું કરે,
તેથી નિયમથી જાણવું કે જ્ઞાન પ્રત્યાખ્યાન છે ॥૩૪॥

અર્થ:–જેથી પોતાના સિવાય સર્વ પદાર્થો પર છે એમ જાણીને પ્રત્યાખ્યાન કરે છે,–ત્યાગે છે તેથી પ્રત્યાખ્યાન જ્ઞાન જ છે, એમ નિયમથી જાણવું પોતાના જ્ઞાનમાં ત્યાગરૂપ અવસ્થા તે જ પ્રત્યાખ્યાન છે, બીજું કાંઈ નથી

**ટીકા**–આ ભગવાન જ્ઞાતાદ્રવ્ય (આત્મા) છે તે અન્ય દ્રવ્યના સ્વભાવથી થતા અન્ય સમસ્ત પરભાવોને, તેઓ પોતાના સ્વભાવ ભાવ વડે નહીં વ્યાપ્ત હોવાથી પરપણે જાણીને ત્યાગે છે, તેથી જે પહેલાં જાણે છે તે જ પછી ત્યાગે છે બીજો તો કોઈ ત્યાગનાર નથી, એમ આત્મામાં નિશ્ચય કરીને, પ્રત્યાખ્યાનના (ત્યાગના) સમયે પ્રત્યાખ્યાન કરવા યોગ્ય જે પરભાવ તેની ઉપાધિ માત્રથી પ્રવર્તેલું ત્યાગના કર્તાપણાનું નામ (આત્માને) હોવા છતાં પણ પરમાર્થથી જોવામાં આવે તો પરભાવના ત્યાગ

વિકલ્પની પાછળ વિ. પના સ્વામીપણાના નકારની રુ
પૂર્વક (પુરુષાર્થ ૨૬) જેટલો રાગ તૂટે છે તે શ
નિર્જરાનુ કારણ છે, અને તેને નિશ્ચય પ્રત્યાખ્યાન
શકાય છે મિથ્યાદૃષ્ટિ તો પરવસ્તુ હું ગ્રહી શકું
હુ છોડી શકુ તેમ માને છે તેથી તે મિથ્યાદર્શન
અને તેનુ ફળ પાપનો બધ છે. તે ખોટી માન્યતાપૂ
પરવસ્તુને ત્યાગવાનો વિકલ્પ કરે છે તે વખતે જો મંદકા
તે કરે તો તેથી તેને બધા ઘાતીઆ કર્મો ઉપરાંત અઘા
કર્મોમા પુણ્યનો બધ થાય છે, પણ તેથી તેનો સ
છેદાતો નથી. આ કારણે તેના તે પ્રત્યાખ્યાન સ
દ પ્રત્યાખ્યાન કહેવામા આવે છે, તેને ખરું પ્રત્યાખ્
થતુ નથી. જે જીવ એવા મંદ કષાય પૂર્વક પરવસ્તુ
છોડવાનો વિકલ્પ પણ કરતો નથી, તે તો અશુભભ
કરતો હોવાથી બધા ઘાતીઆ કર્મો (જે પાપ છે)
ઉપરાત અઘાતીઆ કર્મોમા પણ પાપનો બંધ કરે
સમ્યગ્દૃષ્ટિપણુ થતા ચોથે ગુણસ્થાનેથી શુદ્ધોપયોગ
ક્રમિક બને છે તેથી જેટલે દરજ્જે શુદ્ધ ઉપયોગ થ
છે, તેટલે દરજ્જે ઘાતી અને અઘાતી કર્મો બધાતા નથી
અને તે શુદ્ધોપયોગની ક્રમિક વધતાં વધતાં જ્યાં
પૂર્ણતા થાય છે ત્યારે કેવળજ્ઞાન થાય છે, અને છેવ
આત્મપ્રદેશના કપનથી થતો આસ્રવ પણ બંધ થતાં
સંપૂર્ણ સિદ્ધ થઈ જાય છે.



## પ્રકરણ : ૧૬

## સાચો ( સમ્યક્-સત્ ) તપ શું છે ?

૧:–શુભાશુભ ભાવને રોકવો એટલે શુભાશુભ ઇચ્છાઓ રોકવી, તે તપ છે. અને તે તપ વડે નિર્જરા થાય છે. સ્વરૂપના સ્થિરતાના પ્રકાશથી જ્ઞાનનું તપન ( દેદીપ્યમાન થવું ) તે સ્વરૂપ છે. પહેલી વ્યાખ્યા ' નાસ્તિ ' થી છે, બીજી વ્યાખ્યા ' અસ્તિ ' થી છે. સંસ્કૃત શ્લોક તેના નીચે પ્રમાણે છે:–

( ૧ ) इच्छा निरोधःतपः ( મોક્ષમાર્ગ પ્રકાશક પા. ૨૩૪ )
( ૨ ) स्वरुप विश्रांत निस्तरंग चैतन्य प्रतपनात् तपः
( પ્રવચનસાર સંસ્કૃત ટીકા–પા. ૧૭)

૨:–( શાસ્ત્રમાં બાર પ્રકારના તપ કહ્યાં છે તે નિમિત્ત અથવા વિકલ્પની અપેક્ષાએ કહ્યાં છે. ) એ કાંઇ પોતે તપ નથી; ધર્મબુદ્ધિથી ઉપવાસાદિ તો કરે, પણ ત્યાં ઉપયોગ તો શુભ–અશુભ વા શુદ્ધ રૂપ જેમ પરિણમે તેમ પરિણમો. તેમાં જો શુદ્ધરૂપ પરિણમે તો તપ કહેવાય અને નિર્જરા થાય. જો ઘણા ઉપવાસાદિ કરતાં ઘણી નિર્જરા થાય તથા થોડા કરતાં થોડી થાય એવો નિયમ ઠરે તો નિર્જરાનું મુખ્ય કારણ ઉપવાસાદિ જ ઠરે, પણ એમ તો બને નહીં; કારણ પરિણામ દુષ્ટ થતાં ઉપવાસાદિ કરતાં પણ નિર્જરા કેમ સંભવે ? અહીં જો એમ કહેશો કે

જેવો અશુભ શુભ કે શુદ્ધરૂપ ઉપયોગ પરિણમે તે અનુસાર બંધ-નિર્જરા છે તો ઉપવાસાદિ તપ નિર્જરાનું મુખ્ય કારણ કયાં રહ્યું? ત્યાં તો અશુભ-શુભ પરિણામ બંધના કારણ ઠર્યાં અને શુદ્ધ પરિણામ નિર્જરાનું કારણ ઠર્યું (જુઓ મોક્ષમાર્ગ પ્રકાશક પા ૨૩૩-૨૩૪)

૩-પ્રશ્ન- કોઈ કહે કે 'તમે એમ કહેશો તો અમે ઉપવાસ આદિ નહીં કરીએ!'

ઉત્તર-ઉપદેશ તો ઊંચે ચઢવા માટે આપવામાં આવે છે, પણ તું ઊલટો નીચો પડે ત્યાં કોઈ શું કરે? તે તો તારો જ દોષ છે જો તું માનાદિકથી ઉપવાસાદિક કરે છે તો કર-વા ન કર, પણ તેથી કાંઈ સિદ્ધિ નથી પણ જો ધર્મબુદ્ધિથી આહારાદિકનો અનુરાગ છોડે છે તો જેટલો રાગ છૂટયો તેટલો જ છૂટયો, પરંતુ તેને જ તપ જાણી તેનાથી નિર્જરા માની સંતુષ્ટ ન થા (જુઓ મોક્ષમાર્ગ પ્રકાશક પા ૨૩૫)

૪-અંતરંગ તપોમાં પણ પ્રાયશ્ચિત, વિનય, વૈયાવૃત્ય સ્વાધ્યાય, ત્યાગ અને ધ્યાનરૂપ ક્રિયામાં બાહ્ય પ્રવર્તન છે, તે તો બાહ્ય તપવત્ જ જાણવું, જેવી અનશનાદિ બાહ્ય ક્રિયા છે તેવી એ પણ બાહ્યક્રિયા છે, તેથી પ્રાયશ્ચિતાદિ બાહ્ય સાધન પણ અંતરંગ તપ નથી પણ એવું બાહ્ય પ્રવર્તન થતાં સમ્યગ્દષ્ટિને જે અંતરંગ પરિણામોની શુધ્ધતા થાય છે તેનું નામ અંતરંગ તપ જાણવું, અને ત્યાં તો નિર્જરા જ છે, બંધ થતો નથી વળી શુદ્ધતાનો અલ્પ પણ અંશ બાકી રહે તો જેટલી શુદ્ધતા

થ) તેનાથી તો નિર્જરા છે, તથા જેટલો શુભ ભાવ છે તેનાથી તો બંધ છે એવો મિશ્ર ભાવ જ્યા યુગપત્ હોય છે ત્યા બંધ અને નિર્જરા બન્ને થાય છે (જુઓ મોક્ષ માર્ગ પ્રકાશક પા ૨૩૫)

૫—પ્રકરણ ૧ ના પારા ૫ મા જે સત્ તપ કહ્યો છે તે ઉપર કહ્યા પ્રમાણે હોય તો જ સાચો તપ છે. અજ્ઞાનીનો તપ બાળતપ કહેવામા આવ્યો છે, અને બાળતપથી કદી નિર્જરા નથી, અને તેથી તે ધર્મ નથી અનશનાદિ ક્રિયાને ઉપચારથી તપસંજ્ઞા કહી છે એમ જાણવુ અને તેથી જ તેને વ્યવહાર તપ કહ્યુ છે, વ્યવહાર ઉપચારનો એક અર્થ છે, વળી એવા સાધનથી એવી જે વીતરાગ ભાવરૂપ વિશુદ્ધતા થાય તેજ સાચુ તપ નિર્જરાનુ કારણ જાણવુ. અનશનાદિ વા પ્રાયશ્ચિતાદિકને તપ કહ્યા છે તેનુ કારણ અનશનાદિથી પ્રાયશ્ચિતરૂપ પ્રવર્તે તો વીતરાગ ભાવરૂપ સત્ય તપ પોષી શકાય છે, તેથી તે અનશનાદિને વા પ્રાયશ્ચિતાદિને ઉપચારથી તપ કહ્યા છે, પણ કોઇ વીતરાગ ભાવરૂપ તપને તો ન જાણે અને તેને જ(શુભ પ્રાયશ્ચિત આદિને) તપ જાણી સગ્રહ કરે તો તે સસારમા જ ભ્રમણ કરે આટલુ સમજી લેવુ કે નિશ્ચયધર્મ તો વીતરાગ ભાવ છે, તથા અન્ય નાના પ્રકારના ભેદો બાહ્યસાધન અપેક્ષાએ ઉપચારથી કહ્યા છે, તેને વ્યવહારમાત્ર ધર્મસંજ્ઞા જાણવી, આ રહસ્યને જે જાણતો નથી તેને નિર્જરાનુ પણ સાચુ શ્રદ્ધાન નથી ( જુઓ મોક્ષમાર્ગ પ્રકાશક પા. ૨૩૫-૨૩૬).

'ધર્મ તે વસ્તુની સત્તા આત્માને વિષે સ્વરૂપપણે, પરિણામિકતાએ રહ્યો છે તે માંહે જે પ્રગટયો તે.' ॥૨॥

(જુઓ. શ્રી દેવચંદ્રજી પા. ૪૩૧)

અનુપ્રેક્ષા

૩:-અનિત્યાદિ ચિંતવનથી શરીરાદિને બૂરાં જાણી હિતકારી ન જાણી, તેનાથી ઉદાસ થવું તેનું નામ મિથ્યાદષ્ટિ અનુપ્રેક્ષા કહે છે, પણ એ તો જેમ કોઈ મિત્ર હતો ત્યારે તેનાથી રાગ હતો અને પાછળથી તેનો અવગુણ જોઈ તે ઉદાસિન થયો તેમ શરીરાદિકથી રાગ હતો પણ પાછળથી તેના અનિત્યતાદિ અવગુણ દેખી ઉદાસીન થયો પરંતુ એવી ઉદાસીનતા તો દ્વેષરૂપ છે. જ્યાં જેવો પોતાનો વા શરીરાદિકનો સ્વભાવ છે તેવો ઓળખી ભ્રમ છોડી, તેને ભલાં જાણી રાગ ન કરવો તથા બૂરાં જાણી દ્વેષ ન કરવો એવી સાચી ઉદાસીનતા અર્થે અનિત્યતાદિકનું યથાર્થ ચિંતવન કરવું એ જ સાચી અનુપ્રેક્ષા છે.

પરિષહજય

૪:-ક્ષુધાદિક લાગતાં તેના નાશનો ઉપાય ન કરવો તેને મિથ્યાદષ્ટિ પરિષહ સહનતા કહે છે. હવે ઉપાય તો ન કર્યો અને અંતરંગમાં ક્ષુધાદિ અનિષ્ટ સામગ્રી મળતાં દુઃખી થયો, તથા રતિ આદિનું કારણ મળતાં સુખી થયો; એ તો દુઃખ-સુખરૂપ પરિણામ છે અને તે જ આર્ત-રૌદ્ર ધ્યાન છે, એવા ભાવોથી સંવર કેવી રીતે થાય?

૫-પ્રશ્ન:- ત્યારે કેવા ભાવથી સંવર થાય?

ઉત્તર:-દુઃખનાં કારણો મળતાં દુઃખી ન થાય, તથા સુખનાં કારણો મળતાં સુખી ન થાય, પણ જ્ઞેયરૂપથી તેનો જાણનારાજ રહે એ જ સાચો પરિષહજય છે.

## પ્રકરણ : ૧૯

## ભક્તિનું સ્વરૂપ.

૧:-કોઇ જીવ ભક્તિને મોક્ષનું કારણ જાણી તેમાં અતિ અનુરાગી થઈ પ્રવર્તે છે; પણ તે તો બીજાઓ પણ ભક્તિથી મુક્તિ માને છે તેવું આનું પણ શ્રદ્ધાન થયું. ભક્તિ તો રાગરૂપ છે અને રાગથી બંધ છે, માટે તે મોક્ષનું કારણ નથી. રાગનો ઉદય આવતાં જો ભક્તિ ન કરે તો પાપાનુરાગ થાય, એટલા માટે-અશુભરાગ છોડવા અર્થે જ્ઞાની ભક્તિમાં પ્રવર્તે છે, અથવા મોક્ષમાર્ગમાં બાહ્ય નિમિત્તમાત્ર પણ જાણે છે, પરંતુ ત્યાં જ ઉપાદેયપણું માની સંતુષ્ટ થતા નથી. પણ શુદ્ધોપયોગના ઉદ્યમી રહે છે.

૨:-શ્રી પંચાસ્તિકાયની ગાથા ૧૩૬ ની ટીકામાં કહ્યું છે કે:-

'अयं हि स्थूललक्ष्यतया केवल भक्ति प्राधान्यस्यऽज्ञानिनो भवति। उपरितन भूमिकामलब्धास्पदस्या स्थानराग निषेधार्थं तीव्रराग-ज्वर विनोदार्थं वा कदाचिज्ज्ञानिनोऽपि भवतीति.'

છે અન્ય જીવને જીવાડવાનો વા સુખી કરવાનો અધ્યવસાય તથા નરકાદિ પુણ્ય બંધના કારણો છે, તો પછી જીવ અબંધ કેમ થાય?

ઉત્તર—જ્યાં વીતરાગ થઈ જ્ઞાતા-દૃષ્ટારૂપ પ્રવર્તે ત્યાં જ નિર્બંધતા છે, માટે (મુમુક્ષુ જીવને) નિર્બંધતા ઉપાદેય છે

પ્રશ્ન—એવી દશા ન થાય ત્યાં સુધી કેમ પ્રવર્તવું?

ઉત્તર—એવી દશા ન થાય ત્યાં સુધી પ્રશસ્ત રાગરૂપ પ્રવર્તો, પરંતુ શ્રદ્ધાન તો એવું રાખો કે—આ પણ બંધનું કારણ છે, હેય છે જો શ્રદ્ધામાં તેને મોક્ષમાર્ગ જાણે તો તે મિથ્યાદૃષ્ટિ જ છે

૨—કેટલાક પાપના કારણ રાગાદિકને તો હેય જાણી છોડે છે, પરંતુ પુણ્યના કારણ પ્રશસ્તરાગને ઉપાદેય માને છે તથા તેને વધવાનો ઉપાય પણ કરે છે હવે પ્રશસ્ત રાગ પણ કષાય છે, કષાયને ઉપાદેય જાણ્યો ત્યારે તેને કષાય કરવાનું જ શ્રદ્ધાન રહ્યું, કોઈ પણ પર દ્રવ્યોમાં સામ્યભાવરૂપ અભિપ્રાય ન થયો

૩—પ્રશ્ન—તો સમ્યગ્દૃષ્ટિ પણ પ્રશસ્ત રાગનો ઉપાય રાખે છે તેનું શું?

ઉત્તર—જેમ કોઈને ઘણો દંડ થતો હતો તે હવે થોડો દંડ આપવાનો ઉપાય રાખે છે, તથા થોડો દંડ આપીને હર્ષ માને છે, પણ શ્રદ્ધામાં તો દંડ આપવો અનિષ્ટ માને છે, તેમ સમ્યગ્દૃષ્ટિને પાપરૂપ ઘણો કષાય થતો હતો તે હવે પુણ્યરૂપ થોડો કષાય કરવાનો ઉપાય

રાખે છે, તથા થોડો કષાય થતાં હર્ષ પણ માને છે, પરંતુ શ્રદ્ધાનમાં તો કષાયને હેયરૂપ જ માને છે. એ પ્રમાણે પ્રશસ્ત રાગના ઉપાયમાં વા તેના હર્ષમાં સમાનતા હોવા છતાં, પણ સમ્યગ્દૃષ્ટિને તો દંડ સમાન તથા મિથ્યાદૃષ્ટિને વ્યાપાર સમાન શ્રદ્ધાન હોય છે, માટે એ બન્નેના અભિપ્રાયમાં ભેદ થયો. (જુઓ. મોક્ષમાર્ગ પ્રકાશક પા. ૨૫૦-૨૫૧).

૪:-ગૃહસ્થનાં કર્તવ્યરૂપ ષટ્ આવશ્યક નીચે પ્રમાણે છેઃ-

देव पूजा गुरु पास्तिः स्वाध्यायः संयमस्तपः
दानश्चेति गृहस्थानां षट् कर्माणि दिने दिने ॥७॥

(પદ્મનંદી પંચ વિંશતિકા શ્રાવકાચાર)

**અર્થ**:-જિનેન્દ્ર દેવની પૂજા, નિર્ગ્રંથ ગુરુઓની સેવા, સ્વાધ્યાય, સંયમ, તપ અને દાન શ્રાવકોએ દિન-દિન કરવા યોગ્ય છે.

સમ્યગ્દૃષ્ટિ શ્રાવક સંપૂર્ણ વીતરાગી નથી તેથી તેનો પુરુષાર્થ અશુભ ભાવ ટાળી શુભ ભાવ તરફ વળે છે, તે શુભભાવના એ છ પ્રકાર છે. એ પ્રશસ્ત રાગનો તે ઉપાય સેવે છે, કેમકે તે થોડો કષાય છે, અને તે દંડ સમાન માને છે. સાચી સમજણવાળાને એ પ્રમાણે ભાવ હોય છે એટલે કે તેનો અભિપ્રાય ઉપરના પારા ૩ મુજબનો હોય છે. જ્યારે જીવના સ્વરૂપને યથાર્થપણે ન જાણનાર જીવ તેવા ભાવ કરે છે તેને 'વ્યાપાર સમાન' ગણે છે એટલે

'જીવના અતર શત્રુ જે રાગાદિક છે, તેના વિજયનો ઉપાય કરજો જપ તપ, શીલ, સયમાદિ જે કાર્ય છે તે આ એક જ પ્રયોજનને અર્થે છે જો આ મુખ્ય લક્ષ્ય તરફ ધ્યાન ન આપ્યુ તો શુલાતુ લીપણ જેમ ચીકણુ તથા ઊજળુ થતુ નથી તેમ થશે ' (જુઓ અધ્યાત્મિક પત્રાવલી ગુજરાતી પા ૭)

'માત્ર શુભોપયોગને અર્થે વ્રતાદિ કરવાની મુખ્યતા ન થવા દીઓ સ્વાધ્યાયનુ ફળ ભેદજ્ઞાન અને વ્રતાદિ ક્રિયાનુ ફળ નિવૃત્તિરૂપ થાય તેવી કોશિષની જરૂર છે માત્ર પરની રક્ષા કરવાથી દયા થતી નથી, પણ મદકષાયના ઉદયમા અશુભ પરિણામોથી પોતાની રક્ષા કરવી તે દયા છે ' ( જુઓ અધ્યાત્મિક પત્રાવની ગુજરાતી પા ૪૮ )

'હુ—તુ કરીને જન્મનો અત થઇ જાય છે, પણ જે શાંતિ માટે વ્રત, અધ્યયન, ઉપવાસાદિનો પરિશ્રમ ઊઠાવવામા આવે છે તે મૂળ વસ્તુ ઉપર લક્ષ પણ જતુ નથી ' (જુઓ અધ્યાત્મિક પત્રાવલી ગુજરાતી પા ૫૧ )

એટલુ લક્ષમા રાખવુ કે અશુભ ભાવ કરતા શુભ ભાવ ઓછા દોષવાળો છે, તેથી પાપની અપેક્ષાએ તેનો નિષેધ નથી પણ તે વડે સસારનુ દુખચક્ર ટળતુ નથી, તેથી મોક્ષ (પૂર્ણ પવિત્રતા) ની અપેક્ષાએ તેનો નિષેધ છે શુભ છોડી અશુભ કરવુ એમ કહેવાનો ઉપદેશ હોઇ શકે જ નહીં શ્રીમદ્ દેવચદ્રજી શ્રી મલ્લિનાથ સ્તવનના અર્થમા પા ૩૯૫ મા કહે છે કે–

'શ્રી પૂજ્યે કહ્યુ છે કે-આત્મા તત્ત્વ સંબંધી શ્રદ્ધા વિના સર્વ શુભ પ્રવૃત્તિ તે બાર ચાપદય છે, તે માટે કારણ રૂપ બાધકતાથી જાણીને સાધકતાને અવલંબીને તે સારકચક્રને સમાન્તુ-સ્વરૂપ અનુયાયી થવુ × ×'

વળી શ્રી અજીતનાથ સ્તવનમાં પા ૨૩૦ માં કહે છે કે –

'જે પુણ્ય કૃત તે સર્વ તત્ત્વથી દુઃખરૂપ છે' આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે જીવે તત્ત્વ વિચારમાં ગેરાઈ તત્ત્વના જ્ઞાતા થવાની જરૂર છે. આનો અર્થ એ નથી કે શુદ્ધભાવ પોતાથી થઈ શકતો ન હોય ત્યા પુણ્ય છોડી પાપમા જવુ, લીમોડી કડવી છે માટે છોડવી એમ કહેવામા આવે તેનો અર્થ એવો નથી કે તાલકૂટ ઝેર ખાવુ પાપ તો તાલકૂટ ઝેર છે માટે તે તો સર્વેએ છોડવુ જોઈએ, એ ઉપદેશ તો જગતના લોકો પણ કરે છે, તે માટે શાસ્ત્રની જરૂર નથી. પણ પુણ્ય શુ છે, તેથી લાભ છે કે નહી, તે સમજાવવા માટે શાસ્ત્રો રચ્યા છે કેમકે લોકો તેને ધર્મ માને છે જ્યારે જ્ઞાનીને તેથી વિરુદ્ધ તેમના જ્ઞાનમા ભાસે છે.



## પ્રકરણ : ૨૧
## દેહદમન-ઇન્દ્રિયનિગ્રહ તથા શારીરિક ક્રિયાનુ સ્વરૂપ.

૧-દેહ અને ઇન્દ્રિયો પુદ્ગલ દ્રવ્ય છે અને જીવ ચૈતન્ય દ્રવ્ય છે તેથી બન્ને દ્રવ્યો ભિન્ન છે. એક દ્રવ્યનો

બીજા દ્રવ્ય ઉપર કોઈ અધિકાર ચાલી શકતો નથી. જીવ પોતાનુ સ્વરૂપ યથાર્થ ન સમજે ત્યા સુધી પોતાનો અધિકાર શરીર ઉપર ચાલે છે એમ જીવ ઊંધાઈથી માને છે, ખરી રીતે શરીરની કોઈ ક્રિયા જીવને લાભદાયક કે નુકશાનકારક નથી જીવની પવિત્રતા લાભદાયક અને અપવિત્રતા નુકશાનકારક છે.

૨-દેહમાં જીવ રહે છે તે વ્યવહાર વચન છે એટલે કે લોક પ્રસિદ્ધ તે ભાષા છે. ખરી રીતે જીવ જીવમાં રહે છે અને દેહ દેહમા રહે છે. જીવને ભેદ વિજ્ઞાન થાય છે ત્યારે આ સ્વરૂપ તે બરાબર સમજી લે છે ભેદ વિજ્ઞાન ન થાય ત્યા સુધી તે એમ માન્યા કરે છે કે જીવ શરીરને હલાવે છે-અગર શરીર જીવને હલાવે છે ( જેમ આંચકી વગેરેમા ) જીવ અને દેહ બન્ને ખરી રીતે પોત પોતાના ક્ષેત્રમા રહે છે. દરેકના સ્વચતુષ્ટય જુદા જુદા છે, તેઓ આકાશ ક્ષેત્રે એક ક્ષેત્રાવગાહરૂપે રહે છે, પણ તેથી તેઓ ભાવે એક થઈ જતા નથી જીવનો અને શરીરનો એક સહજ નિમિત્ત-નૈમિત્તિક સ્વભાવ એવો છે કે-જીવ ઇચ્છા કરે અને શરીર તે વખતે ચાલવા લાયક હોય તો ચાલે, કેટલીક વખત એમ બને છે, તેથી જીવ માની લીયે છે કે હુ હલાવુ છુ. જો જીવમા તેને ચલાવવાની શકિત હોય તો જ્યારે જ્યારે ચલાવવા ઇચ્છા કરે ત્યારે ત્યારે તે ચલાવી શકે, અથવા અટકાવવા ઇચ્છે ત્યારે અટકાવી શકે. પરંતુ જો બાળપણું હોય, શરીરે વા થાય, ખાલી ચડે, મૂંઝારો થાય, ધરતીકંપ થાય, પક્ષઘાત થાય, ગાડીના

ડમા એક બીજા જોરથી ભટકાય, જરાપાડુ આવે, રોગ થાય, લાહી નીકળે ત્યારે જીવની ઇચ્છા અને શરીરની ક્રિયા એક બીજાથી વિરુદ્ધ હોય છે જીવની ઇચ્છા અને તેવા પુણ્યનો ઉદયનો જોગ હોય ત્યારે જીવની ઇચ્છાને અનુકૂળ શરીરની ક્રિયા સ્વયં થાય છે. આ સહજ નિમિત્ત-નૈમિત્તિક સબધનુ સ્વરૂપ જાણવા જેવુ છે, તેથી તે એક જુદા પ્રકરણરૂપે હવે પછી આપવામા આવ્યુ છે, ત્યારે હવે પ્રશ્ન ઊઠે છે કે જીવ જો શરીરને નથી ચલાવતો, તો શરીર મડદુ થાય ત્યારે કેમ પોતાથી ચાલતુ નથી? તેનો ઉત્તર એ છે કે શરીર પુદ્ગલ—જડ પદાર્થ છે, તેની અવસ્થા ચાલવા રૂપ જ હોય એમ હોતુ નથી કોઇ વખતે તે સ્થિર રહેવા લાયક હોય છે મડદાની (પુદ્ગલોની) પર્યાય પોતાથી તે વખતે સ્થિરરૂપ રહેવા લાયક છે તેથી ત્યા કોઇ જીવ નિમિત્તરૂપે તે વખતે ત્યા હાજર હોય જ નહી એવો સહજ નિમિત્ત-નૈમિત્તિક સ્વભાવ છે દેહ અને જીવ એક આકાશ ક્ષેત્રે હોવાથી દેહને અસદ્ભૂત વ્યવહારનયે 'સચેતન' કહેવામા આવે છે, અને જીવ શરીરને ચલાવે છે એમ કહેવામા આવે છે તેનો અર્થ જ એ છે કે દેહને સચેતન કહેવો વગેરે તે 'અસત્' છે, પણ લોકોનો તેમ બોલવાનો પ્રસિદ્ધ 'વ્યવહાર' છે તેથી જ્ઞાનીઓ તેની ભાષા બોલે છે તેથી તેને 'વ્યવહાર' કહેવામા આવે છે તે હકીકત ખરી નથી તેથી તેને 'અસદ્ભૂત' કહેવામા આવે છે વિચારક સમ્યગ્દષ્ટિને એમ જ માલુમ પડે છે, તેથી તેને શ્રુતજ્ઞાનનુ પડખુ

એટલે 'નય' કહેવામાં આવે છે છતા જીવ ખરેખર ચલાવે છે એમ માનીએ તો તે નિશ્ચયનયનુ વચન થઈ જાય કે જે બરાબર નથી, તે તો નિમિત્તને ઉપાદાન માનવા બરાબર થાય છે, માટે વિચારી સાચુ સ્વરૂપ જીવે સમજી લેવુ જીવ શરીરની ક્રિયા કરી શકતો નથી તેથી તે સ્વીકારવા કે નિષેધવાનુ છે જ નહી કરી શકે એ માન્યતા જ્ઞાનીઓએ નિષેધી છે

૩—ત્યારે હવે પ્રશ્ન ઉઠે છે કે 'દેહદમન' અને 'ઇન્દ્રિય નિગ્રહ' કેમ થઈ શકે ?

ઉત્તર—જિતેન્દ્રિયપણાનુ ખરૂ સ્વરૂપ પ્રકરણ ૮ ના ૪ થા પારામા આપ્યુ છે, ત્યાથી સમજી લેવુ. જ્યારે જીવ પોતાનુ આત્મસ્વરૂપ યથાર્થ સમજે છે ત્યારે દેહ અને ઇન્દ્રિયોને પોતાની ગણતો નથી, અને તેથી તેના ઉપરનો રાગ ક્રમે ક્રમે ટાળતો જાય છે, એ રાગ ટાળવાના ભાવમા ઇન્દ્રિયોને તથા દેહને પોષણ આપવાનો રાગ ટળે છે, તેથી સહેજે ગૃદ્ધિ ભાવ ઓછો છતા ખોરાક લેવાનો વિકલ્પ કે ઇન્દ્રિયોને પોષવાના વિકલ્પ તૂટતા જાય છે, અને ખોરાક લેવાનુ તથા ઇન્દ્રિયોને પોષવાનુ કાર્ય સહેજે બનતુ નથી તે 'દેહ દમન' અને 'ઇન્દ્રિય નિગ્રહ' નુ ખરૂ સ્વરૂપ છે

૪:—જેને આત્માના સ્વરૂપનુ લક્ષ નથી તે તો એમ માને છે કે દેહ અને ઇન્દ્રિયો ઉપર તેનો અધિકાર ચાલી શકે છે અને તેવો અધિકાર ભોગવતા જે ક્રિયા થાય છે તેને તે દેહદમન અને ઇન્દ્રિય નિગ્રહ ગણે

છે પણ તે ક્રિયા સહજ નહીં હોવથી જીવને કષ્ટ થાય છે, કષ્ટ તો દુઃખ છે, તેને આર્તધ્યાન કહેવામા આવે છે આર્તધ્યાન તો માઠુ ધ્યાન છે અને માઠુ ધ્યાન પાપરૂપ છે, પાપથી ધર્મ કેમ થાય ? ધર્મધ્યાન તો આત્માનુ સ્વરૂપ છે ધર્મ એટલે વસ્તુનો સ્વભાવ વસ્તુનો સ્વભાવ કષ્ટદાયક કે દુઃખદાયક હોય નહીં, પણ વિકાર દુઃખ આપે, આત્મ વસ્તુનો સ્વભાવ સમજતા ધર્મ થાય છે 'સાચી સમજણરૂપી ધર્મ' મા એકાગ્ર થવુ તેનુ નામ શુદ્ધોપયોગ છે, તેનુ બીજુ નામ 'ધર્મધ્યાન' છે ધર્મ ધ્યાનમા જીવ રોકાતા ઇન્દ્રિયો કે ઇન્દ્રિયોના વિષયો ઉપર લક્ષ ન જવુ તેને 'ઇન્દ્રિયનિગ્રહ' કહે છે અને તેને જ 'દેહદમન' કહેવાય છે

૫-મિથ્યાત્વ, રાગ, દ્વેષ એ વિકારી ચૈતન્ય દેહ છે 'મિથ્યાત્વનુ પ્રતિક્રમણ' તે સમ્યગ્દર્શનની પ્રાપ્તિ છે અને તે સત્ય દેહદમન અને ઇન્દ્રિયનિગ્રહ છે કેમકે સમ્યગ્દર્શન થતા જ અંશે રાગ-દ્વેષ તે ઉપરનો (દેહ ઇન્દ્રિય ઉપરનો) તૂટી જાય છે અને રાગ-દ્વેષનો જ્યારે પૂર્ણ નાશ જીવ કરે છે ત્યારે વિકારી દેહદમન પૂર્ણ થાય છે જડ ઇન્દ્રિયો દ્વારા જ્ઞાનનો વ્યાપાર સર્વથા બંધ પડી જ્ઞાનનો સંપૂર્ણ વ્યાપાર જ્ઞાનથી થાય ત્યારે સંપૂર્ણ જડ ઇન્દ્રિય નિગ્રહ અને જડ દેહ દમન થાય છે દેહદમન તથા ઇન્દ્રિયદમનનો આ સિવાય કોઈ બીજો સત્ય ઉપાય નથી

## પ્રકરણ : ૨૨
## મોક્ષમાર્ગમાં જ્ઞાનના કેટલા ટકા, અને ક્રિયાના કેટલા ટકા ?

૧:-" ज्ञान क्रियाभ्याम् मोक्षः " એ સૂત્રમાં જ્ઞા કેટલા ટકા ગણવું અને ક્રિયા કેટલા ટકા ગણવી અહીં કહેવામાં આવે છે.

૨:- અહીં 'જ્ઞાન' એટલે સમ્યગ્જ્ઞાનના સો એ સે ટકા. જ્યારે પ્રગટે એટલે કે કેવળજ્ઞાન થાય ત્યારે મો પ્રગટે. ક્રિયા એટલે ' શુધ્ધાત્મ અનુભવ ક્રિયા ' એટે અર્થ થાય છે, તેના પણ સો એ સો ટકા જ્યારે પ્રગ એટલે કે પરમ યથાખ્યાત ચારિત્ર પ્રગટે છે ત્યારે મો પ્રગટે. સમ્યગ્જ્ઞાનની અને સમ્યક્ચારિત્રની ઊણપ હો ત્યાં સુધી સંપૂર્ણ શુધ્ધતા પ્રગટે નહીં. મોક્ષ એટ જીવની પોતાની પવિત્ર દશા. આ અર્થ શ્રી આત્મસિદ્ શાસ્ત્રમાં નીચે પ્રમાણે કહ્યો છે:-

> મોક્ષ કહ્યો નિજ શુધ્ધતા જે પામે તે પંથ,
> સમજાવ્યો સંક્ષેપમાં સકળ માર્ગ નિર્ગ્રંથ.

૩:- તેથી સિધ્ધ થયું કે (૧) શારીરિક ક્રિયાને એક પણ ટકો નહીં કે તેનો અનંતમો ભાગ નહીં.

(૨) ચૈતન્યની શુભ ક્રિયાનો (પુણ્યનો) એક પા

(૩) ચૈતન્યની અશુભ ક્રિયા (પાપ) નો એકપણ ટકો નહીં કે તેનો અનંતમો ભાગ પણ નહીં

(૪) મિથ્યાત્વ (ઊંધી માન્યતા) નો એક પણ ટકો નહીં કે તેનો અનંતમો ભાગ પણ નહીં

(૫) મિથ્યાજ્ઞાનનો કે જ્ઞાનની ઓછપનો એક પણ ટકો નહીં કે તેનો અનંતમો ભાગ પણ નહીં

૪-એ બધુ નકારરૂપે કહ્યુ, હકારરૂપે નીચે પ્રમાણે છે

(૧) સમ્યગ્દર્શનની પૂર્ણતા,

(૨) સમ્યગ્જ્ઞાનની પૂર્ણતા,

(૩) સમ્યક્ચારિત્રની (ચૈતન્યશુદ્ધ ક્રિયાની) પૂર્ણતા

૫-મોક્ષ એટલે વિકારમાંથી સંપૂર્ણપણે મુક્ત થવુ સંપૂર્ણપણે વિકારથી મુક્ત થવુ તે જ સંપૂર્ણ શુદ્ધતા છે અને સંપૂર્ણ શુદ્ધતા જ્યા પ્રગટે ત્યા સંપૂર્ણ સુખ પ્રગટે જ, એ નિર્વિવાદ છે શુદ્ધતા એટલે કે પવિત્રતા શુ તે એટલે કે આત્માના સ્વરૂપને નહી સમજનાર શુભભાવ (પુણ્ય) ને પવિત્રતા માને છે, આત્માના સ્વરૂપને સમજનારા શુભ—અશુભ ભાવ રહિત એટલે કે રાગ-દ્વેષ રહિત સંપૂર્ણ અકષાય ભાવને (વીતરાગતાને) પવિત્રતા માને છે



## પ્રકરણ : ૨૩
## જીવે પ્રથમ શું કરવું ?

૧—શ્રી મોક્ષમાર્ગ પ્રકાશકમાં આ બાબતમાં નીચે પ્રમાણે કહ્યું છે—

' પહેલા તત્ત્વજ્ઞાનનો ઉપાય કરવો અને પછી કષાય ઘટાડવા અર્થે બાહ્ય સાધન કરવાં. ' (પા. ૨૪૨)

' જૈન ધર્મમાં તો એવો ઉપદેશ છે કે પહેલાં તત્ત્વજ્ઞાની થાય પછી જેનો ત્યાગ કરે તેના દોષ ઓળખે, ત્યાગ કરવાથી જે ગુણ થાય તેને જાણે અને પોતાના પરિણામોનો વિચાર કરે'. (પા ૨૪૩).

' પહેલા તત્ત્વજ્ઞાન થયા પછી જ આચરણ કાર્યકારી છે (પા. ૨૪૭). '

' હેય-ઉપાદેય તત્ત્વોની પરીક્ષા કરવી યોગ્ય છે, ત્યાં જીવાદિ દ્રવ્યો વા તત્ત્વોને પીછાણવાં, ત્યાગવા યોગ્ય મિથ્યાત્વ રાગાદિ તથા ગ્રહણ કરવા યોગ્ય સમ્યગ્દર્શનાદિકનુ સ્વરૂપ પીછાણવું-તથા જેમ છે તેમ પીછાણવાં; ઇત્યાદિ જેને જાણવાથી મોક્ષમાર્ગની પ્રવૃત્તિ થાય તેને અવશ્ય જાણવાં, તેની તો પરીક્ષા કરવી, સામાન્ય હેતુ યુકિત વડે તેને જાણવા પ્રમાણ-નયોવડે જાણવાં. ' (પા. ૨૬૪).

' આનુ કર્તવ્ય તો તત્ત્વનિર્ણયનો અભ્યાસ જ છે, અને તેનાથી જ દર્શનમોહ ઉપશમ તો સ્વયં જ થાય થાય છે. ' (પા. ૩૧૪)

'હવે સર્વ પ્રકારથી અવસર આવ્યો આવો અવસર પામવો કઠણ છે, તેથી શ્રીગુરુ દયાળુ થઈ મોક્ષમાર્ગ ઉપદેશે છે તેમા ભવ્ય જીવોએ પ્રવૃત્તિ કરવી ' (પા ૩૧૫)

પ્રથમ તો આજ્ઞાદિ વડે વા પરીક્ષા વડ કુદેવાદિની માન્યતા છોડી અરિહત દેવાદિનુ શ્રદ્ધાન કરવુ—કારણ કે એનુ શ્રદ્ધાન થતા ગ્રહિતમિથ્યાત્વનો અભાવ થાય છે × × × માટે પ્રથમ દેવાદિકનુ શ્રદ્ધાન કરવુ, પછી જિન મતમા કહેલા જીવાદિ તત્ત્વોનો વિચાર કરવો, તેના નામ લક્ષણાદિ શીખવા, કારણ કે એના અભ્યાસથી તત્ત્વ શ્રદ્ધાનની પ્રાપ્તિ થાય છે પછી સ્વ પરનુ ભિન્નપણુ જેથી ભાસે તેવા વિચારો કરવા, કારણ કે એ અભ્યાસથી ભેદ વિજ્ઞાન થાય છે, ત્યાર પછી સ્વમા સ્વપણુ માનવા અર્થે વિચાર કર્યા કરવો કારણ કે એ અભ્યાસથી આત્મા નુભવની પ્રાપ્તિ થાય છે ' (પા ૩૨૯–૩૩૦)

'સ્વાધીન ઉપદેશ દાતા ગુરુનો યોગ મળવા છતા પણ જે જીવ ધર્મ વાક્યોને સાભળતો નથી, તે ધીઠ અને દુષ્ટચિત્ત છે અથવા જે સસાર ભયથી શ્રી તીર્થંકર આદિક ડર્યા તે સસાર ભયથી જે રહિત છે તે મોટો સુભટ છે વળી પ્રવચનસારમા જ્યા મોક્ષ અધિકાર કહ્યો ત્યા પણ પ્રથમ આગમ જ્ઞાન જ ગ્રહણ કરવા યોગ્ય કહ્યુ માટે આ જીવનુ મુખ્ય કર્તવ્ય તો આગમજ્ઞાન છે, એ થતા તત્ત્વોનુ શ્રદ્ધાન થાય છે, તત્ત્વશ્રદ્ધાન થતા સયમ ભાવ થાય છે અને તે આગમથી આત્મજ્ઞાનની પણ

પ્રાપ્તિ થાય છે જેથી સહજ મોક્ષની પ્રાપ્તિ થાય છે '
(પા ૨૪)

૨ – પંડિત શ્રી ગણેશપ્રસાદજી નીચે પ્રમાણે તેમના પત્રોમા લખે છે –

' x x એટલા માટે પહેલો પ્રયત્ન આત્મપ્રાપ્તિનો હોવો જોઈએ, બાહ્યવ્રતોની એટલી જ આવશ્યકતા છે કે જેનાથી આભ્યંતરની રક્ષા થાય જો આભ્યંતરને માટે પ્રયાસ નથી, તો સર્વ ક્રિયાકાંડ આડંબરમા પરિણત થઈ જાય છે જ્યા સુધી બને ત્યા સુધી સર્વ બાહ્ય પ્રયત્નોનો ઉદ્દેશ સ્વાત્મ ઉદ્દેશ જ હોવો જોઈએ '
(પત્રાવલી પા ૧૩)

' x એટલા માટે સર્વ કાર્યની પહેલા દૃઢતા સહિત સ્વાત્મ બોધ કરવો જોઈએ કે હુ છુ જ જ્યા સુધી પોતાની સત્તાનો નિર્ણય નહી થાય ત્યા સુધી અંધકારનો નાશ સુષ્ટિથી અભિઘાત કરવા અમારા પ્રયત્નો થશે '
(પા ૧૨-૧૩)

' x x તેથી બને ત્યા સુધી તે ઔપાધિક ભાવોનુ યથાર્થજ્ઞાન કરવુ તે જ મોક્ષમાર્ગની પ્રથમ સીડી છે ઔપાધિક ભાવોના ત્યાગ વગર આપણે સમ્યગ્દર્શનના પાત્ર થઈ શકતા નથી '
(પા ૨૭)

૩ પ્રશ્ન – આ રાગ-દ્વેષ કેમ છૂટે ?

ઉત્તર – તેનો ઉપાય એ છે કે પહેલા તો સ્વાનુભવથી આત્મતત્ત્વની યથાર્થ શ્રદ્ધા કરવી.

સ્વાનુભવ કેમ થાય ?

જેમ પરોન્મુખ થવાથી પરનું જ્ઞાન થાય છે, તથા જે પરને જાણવાવાળો છે તે જ જો સ્વોન્મુખ થાય છે તો પોતાને જાણવાવાળો સ્વયમેવ થઇ જાય છે. માત્ર ઉપયોગ બદલવાની જરૂર છે, ત્યારે આ સહેજે જ સમજમાં આવી જશે. આત્મા પરને શું જાણે છે ? પરના નિમિત્તથી જે આત્મામાં પરિણમન થાય તેને જાણે છે. વ્યવહાર એવો થાય છે કે આત્મા પરને જાણવાવાળો છે, જેમકે અરીસામાં જ્યારે મુખનું પ્રતિબિંબ પડે છે ત્યારે એવી પ્રતીતિ થાય છે કે જાણે અરીસામાં મુખ છે; ખરી રીતે અરીસામાં મુખ નથી, પણ મુખ સદૃશ પરિણમન થઇ રહ્યું છે. પણ તે પરિણમન મુખનું નથી–અરીસાનું જ છે. આ પ્રમાણે જ્ઞેયની દશા જાણવી. (પા. ૧૦૩ ૧૦૪)

૪:– શ્રી આત્મસિદ્ધિશાસ્ત્રમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ–

'પ્રત્યક્ષ સદ્‌ગુરુ સમ નહીં પરોક્ષ જિન ઉપકાર,
એવો લક્ષ થયા વિના ઉગે ન આત્મ વિચાર. ૧૧
સદ્‌ગુરુના ઉપદેશ વણ સમજાય ન જિનરૂપ,
સમજ્યા વણ ઉપકાર શો? સમજ્યે જિન સ્વરૂપ. ૧૨
આત્માદિ અસ્તિત્વનાં જેહ નિરૂપક શાસ્ત્ર,
પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગ નહીં ત્યાં આધાર સુપાત્ર.' ૧૩

તેમણે બે ઉપાય બતાવ્યા છે. પ્રથમ પ્રત્યક્ષ આત્મજ્ઞાની, અને તે હાજર ન હોય ત્યારે આત્મા અને તેના તત્ત્વના પ્રરૂપક શાસ્ત્રનો અભ્યાસ. જીવનું અનાદિનું ઊંધાપણું છે તે આત્માના સ્વરૂપને યથાર્થપણે જાણનાર

સદ્ગુરુ વિના સમજાય નહી, એમ અહી જણાવ્યુ છે જીવે સુપાત્રપણુ મેળવવુ જોઇશે અને ત્યારે જ શાસ્ત્રનો મર્મ તે સમજી શકશે

૫–શ્રી સમયસારમા પા ૭૩ મે નીચે પ્રમાણે જણાવ્યુ છે–

'જ્યા સુધી યથાર્થજ્ઞાન–શ્રદ્ધાનની પ્રાપ્તિરૂપ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ ન થઈ હોય ત્યા સુધી તો જેમનાથી યથાર્થ ઉપદેશ મળે છે એવા જિન વચનોનુ સાભળવુ, ધારણ કરવુ, શ્રી જિનગુરુની ભક્તિ, જિનબિબના દર્શન ઇત્યાદિ વ્યવહારમાર્ગમા પ્રવૃત્ત થવુ પ્રયોજનવાન છે.'

આમા મુમુક્ષુની પાત્રતા અને જવાબદારી છે, તેણે એટલી તો પાત્રતા મેળવી પરીક્ષા કરી નક્કી કરવુ પડશે કે જે હુ સાભળુ છુ તે યથાર્થ ઉપદેશ મળે છે એવા જિનવચનો છે કે કેમ? તેટલુ જ્યાસુધી જીવ નક્કી ન કરે ત્યા સુધી તો તેને ધર્મની રુચિ જ નથી 'વ્યવહાર માર્ગ' પણ ત્યારે જ કહેવાય કે જ્યારે તે માર્ગ 'નિશ્ચય માર્ગ' નથી એમ નક્કી કરે જો તેમ માનશે તો વ્યવહાર માર્ગ છોડી નિશ્ચય માર્ગ ગ્રહણ કરશે, પણ જો તેમ નહિ માને તો 'વ્યવહાર માર્ગ' ને જ સાચો માર્ગ ગણશે અને તે જ 'નિશ્ચય માર્ગ' માની લેશે, એટલે અનાદિ જે ભૂલ ચાલી આવે છે તે ઉભી રહેશે અને શુભોપયોગ ધર્મ થઇ જશે વ્યવહારમાર્ગ પ્રયોજનવાન છે–પણ અનુસરવા લાયક નથી, એટલે કે વ્યવહાર માર્ગથી નિશ્ચય માર્ગને સમજાવવો અને નિશ્ચયને અનુસરવો

શ્રી સમયસારમા પાને ૧૮ મા કહ્યુ છે કેઃ—

'વ્યવહાર નય × × પરમાર્થનો પ્રતિપાદક હોવાથી વ્યવહાર નય સ્થાપન કરવા યોગ્ય છે. × × × તે (વ્યવહાર નય) અનુસરવા યોગ્ય નથી ×× અહીં તો વ્યવહારનુ અવલબન છોડાવી પરમાર્થે પહોચાડે છે એમ સમજવુ.

આત્માનુ સ્વરૂપ સમજ્યા વિના કોઇ જીવે વ્રત કર્યાં અને તેનુ ફળ સમ્યગ્દર્શન થયુ એવો એક પણ દાખલો શાસ્ત્રમા નથી, કેમકે બાળવ્રતનુ ફળ સમ્યગ્દર્શન હોઇ શકે નહીં પણ જે જીવોને વ્રત ન હતા તેઓએ જ્ઞાની પુરુષોનો યથાર્થ ઉપદેશ સાભળી તત્ત્વ વિચારી સમ્યગ્દર્શન પ્રાપ્ત કર્યું એવા દાખલા શાસ્ત્રમા મોજુદ છે, જેમકે -

(૧) શ્રીકૃષ્ણવાસુદેવ-કાઇ પણ વ્રત નહોતુ

શ્રી નેમિનાથ ભગવાનનો ઉપદેશ સાભળી સમ્યગ્દર્શન પામ્યા

(૨) શ્રી શ્રેણિક મહારાજા – કાઇ પણ વ્રત નહોતુ અને સમ્યગ્જ્ઞાની ગુરુનો ઉપદેશ સાભળી સમ્યગ્દર્શન પામ્યા અને શ્રી ભગવાન મહાવીર સ્વામીના પાદ મૂળે ક્ષાયિક સમ્યગ્દષ્ટિપણુ પામ્યા

અનેક દ્રવ્યલિંગી ભવ્ય કે અભવ્ય મુનિઓ નિરતિચાર પાચ મહાવ્રત પાળે છે, તેનુ ફળ નવમી ગ્રૈવેયકે દેવ થાય એમ જણાવ્યુ છે, પણ સમ્યગ્દષ્ટિપણુ જણાવ્યુ નથી કેમકે તે ફળ નથી

આનો અર્થ એ નથી કે શુભ ભાવ (વ્રત વગેરે) જે હોય તે છોડી પાપ કરવા, પણ તે શુભભાવ સમ્યગ્દર્શનનુ

(ધર્મનું) કારણ નથી એમ સમજી આત્માનું તત્ત્વ શું છે તે બરાબર સમજી સમ્યગ્દર્શન પ્રગટ કરવું.

'બાહ્ય વ્રત વધારે લેવાથી મિથ્યાત્વ ગાળીશું એમ જીવ ધારે પણ તેમ બને નહીં; કેમકે જેમ એક પાડો જે હજારો કડબના પૂળા ખાઇ ગયો છે તે એક તણખલાથી બીએ નહીં; તેમ મિથ્યાત્વરૂપી પાડો જે પૂળારૂપી અનંતાનુબંધી કષાયે અનંતા ચારિત્ર ખાઈ ગયો તે તણખલારૂપી બાહ્યવ્રતથી કેમ ડરે? પણ જેમ પાડાને એક બંધનથી બાંધીએ ત્યારે આધીન થઈ જાય, તેમ મિથ્યાત્વરૂપ પાડાને આત્માના બળરૂપી બંધન બાંધીએ ત્યારે આધીન થાય, અર્થાત્ આત્માનું બળ વધે ત્યારે મિથ્યાત્વ ઘટે.' (જુઓ. શ્રીમદ્ રાજચંદ્ર પા. ૫૦૯).



## પ્રકરણ : ૨૪

## નિમિત્ત પરદ્રવ્યને શું કરી શકે? ભાગ—૧

૧:- શ્રી સમયસાર ટીકામાં શ્રી અમૃતચંદ્ર આચાર્ય કહે છે કે:- (પા. ૧૫૯).

'શું જીવ સ્વયં અપરિણમતા પુદ્ગલ દ્રવ્યને કર્મભાવે પરિણમાવે કે સ્વયં પરિણમતાને?

'પ્રથમ-સ્વયં અપરિણમતાને પર વડે પરિણમાવી શકાય નહીં; કારણ કે

જ) ન હોય તેને અન્ય કોઈ કરી શક નહી, માટે પ્રથમ પક્ષ અસત્ય છે

બીજુ-સ્વય પરિણમતાને તો પર (અન્ય) પરિણમાવનારની અપેક્ષા ન હોય, કારણ કે વસ્તુની શકિતઓ પરની અપેક્ષા રાખતી નથી (માટે બીજો પક્ષ પણ અસત્ય છે)' તેઓશ્રી (અમૃતચદ્ર આચાર્ય) પા ૧૬૧ મા આ સબધમા નીચે પ્રમાણે કહે છે -

પુદ્ગલ કર્મ ક્રોધાદિક છે તે સ્વય અપરિણમતા જીવને ક્રોધાદિ ભાવે પરિણમાવે કે સ્વય પરિણમતાને?

પ્રથમ સ્વય અપરિણમતાને પર વડે પરિણમાવી શકાય નહી, કારણ કે (વસ્તુમા) જે શકિત સ્વત ન હોય તેને અન્ય કોઈ કરી શકે નહી અને સ્વય પરિણમતાને તો પર (અન્ય) પરિણમાવનારની અપેક્ષા ન હોય, કારણકે વસ્તુની શકિતઓ પરની અપેક્ષા રાખતી નથી (આ રીતે બન્ને પક્ષ અસત્ય છે)

૨- એક દ્રવ્ય જ્યારે વિકારી અવસ્થા ધારણ કરે છે ત્યારે બીજા દ્રવ્યની વિકારી અવસ્થા (પર્યાય) હાજર હોય છે, એ વાત સાચી છે, પણ તેથી એક દ્રવ્યની વિકારી અવસ્થા બીજાથી કરી શકાતી નથી વિકારી અવસ્થા દ્રવ્ય ધારણ કરે છે તે સ્વય પોતાથી કરે છે, ત્યારે જે પર દ્રવ્યની વિકારી અવસ્થા હાજર હોય છે તે નિમિત્ત છે, પણ નિમિત્ત ઉપાદાનને (નૈમિત્તિકને) કાઇ કરી શકતુ નથી, એમ ઉપરના સિદ્ધાતથી નકકી થાય છે યથાર્થ સ્વરૂપને નહી સમજનારા નિમિત્તને

ણ તે ભૂલ છે, તેથી શ્રી જયસેન આચાર્યે શ્રી સમયસારની ટીકામા તે માન્યતા છોડી દેવા માટે નીચેના શબ્દોમા કહ્યુ છે –

' × × सतु निमित्त कारणमेव हेय तत्त्वमिद '

(હીદી સમયસાર. પા ૧૮૨)

**અર્થ**—તેથી નિમિત્ત કારણ છે તે હેય તત્ત્વ છે એમ જાણો.

૩ – આ જગતમા એક સહજ નિમિત્ત–નૈમિત્તિક ભાવ એવો છે કે, પુદ્ગલ કર્મનો ઉદય હોય ત્યારે જીવ પોતાનો પુરુષાર્થ ન કરે તો પોતાની અસાવધાનીના કારણે પોતે વિકારી ભાવ કરે છે ત્યારે કર્મના ઉદયને જીવના વિકારી ભાવનુ ' નિમિત્ત ' થયાનો આરોપ અપાય છે અને જો જીવ સાવધાની રાખે અને વિકારી ભાવ ન કરે તો તે જ પુદ્ગલ કર્મ 'નિર્જરા' પામે છે, એવો આરોપ પામે છે અને કિસ્સામા પુદ્ગલ કર્મ આત્મ પ્રદેશેથી ખરી ગયા એટલુ જ તે પુદ્ગલમા બન્યુ છે, તેથી વિકારી ભાવ જીવ કરે ત્યારે કર્મનો ઉદય જે નિમિત્ત નામ પામે છે તે નિમિત્ત હોવા છતા તેથી જુદુ જ જીવનુ વિકારી પરિણમન થાય છે આ સિદ્ધાત ભગવાન શ્રી કુદકુદાચાર્યદેવે શ્રી સમયસારની નીચેની ગાથાઓમા પ્રતિપાદન કર્યો છે –

जीवस्स दु कम्मेण य सह परिणामा हु होति रागादी।
एव जीवो कम्म च दोवि रागादि मावण्णा ॥१३९॥

एक्कस्स दु परिणामो जायदि जीवस्स रागमादीहिं।
ता कम्मोदयहेदूहिविणा जीवस्स परिणामो ॥१४०॥

जीवस्य तु कर्मणा च सह परिणामाः खलु भवन्ति रागादयः।
एवं जीवः कर्म च द्वे अपि रागादित्वमापन्ने ॥१३९॥

एकस्य तु परिणामो जायते जीवस्य रागादिभिः।
तत्कर्मोदयहेतुभिर्विना जीवस्य परिणामः ॥ १४० ॥

જીવના, કરમ ભેળાં જ, જો પરિણામ રાગાદિક અને,
તો કર્મ ને જીવ ઉભય પણ રાગાદિપણું પામે અરે! ૧૩૯
પણ પરિણમન રાગાદિરૂપ તો થાય છે જીવ એકને,
તેથી જ કર્મોદય નિમિત્તથી અલગ જીવ પરિણામ છે. ૧૪૦

**અર્થ:**- જો જીવને કર્મની સાથે જ રાગાદિ પરિણામો થાય છે (અર્થાત્ બન્ને ભેગા થઈને રાગાદિરૂપ પરિણમે છે) એમ માનવામા આવે તો એ રીતે જીવ અને કર્મ બન્ને રાગાદિપણાને પામે; પરંતુ રાગાદિ ભાવે પરિણામ તો જીવ એકને જ થાય છે, તેથી કર્મોદયરૂપ નિમિત્તથી રહિત જ (અર્થાત્ જુદું જ) જીવનું પરિણામ છે.

**ટીકા:**- જો જીવને રાગાદિ અજ્ઞાન પરિણામના નિમિત્તભૂત એવુ જે ઉદયમા આવેલુ પુદ્‌ગલ કર્મ તેની સાથે જ ( અર્થાત્ બન્ને ભેગાં મળીને જ ) રાગાદિ અજ્ઞાન પરિણામ થાય છે એમ વિતર્ક કરવામાં આવે તો જેમ ભેગા થયેલાં ફટકડી અને હળદર બન્નેના લાલ રંગરૂપ પરિણામ થાય છે, તેમ જીવ અને પુદ્‌ગલ કર્મ બન્નેને રાગાદિ અજ્ઞાન પરિણામ આવી પડે. પરંતુ જીવને એક

ને જ રાગાદિ અજ્ઞાન પરિણામ તો થાય છે, તેથી પુદ્-ગલ કર્મનો ઉદય કે જે જીવના રાગાદિ અજ્ઞાન પરિણામનુ નિમિત્ત છે તેનાથી જુદુ જ જીવનુ પરિણામ છે

૪- કર્મનો ઉદય બધનુ કારણ નથી એમ શ્રી પ્રવચનસારના અધ્યાય ૧ ની ગાથા ૪૩ ની ટીકામા પા ૫૬ મે જણાવ્યુ છે તે નીચે પ્રમાણે છે-

ભાવાર્થ-'સસારી સર્વે જીવોને કર્મનો ઉદય છે, પરતુ ઉદય બધનુ કારણ નથી જો કર્મજનિત ઇષ્ટ-અનિષ્ટ ભાવોમા જીવ રાગી-દ્વેષી, મોહી થઈ પરિણમે છે તો બધ થાય છે, તેથી એ વાત સિદ્ધ થઈ કે જ્ઞાન તથા કર્મના ઉદયથી ઉત્પન્ન ક્રિયા બધનુ કારણ નથી બધનુ કારણ કેવળ રાગ-દ્વેષ મોહભાવ છે એ કારણે તે સર્વ પ્રકારે છોડવા યોગ્ય છે ' ૪૬

તે જ શાસ્ત્રની ગાથા-૪૫ ની ટીકામા શ્રી જયસેન આચાર્યે આ સવાલ પ્રશ્ન-ઉત્તર રૂપે છણ્યો છે, તે નીચે મુજબ છે-

'અત્ર-શિષ્ય- 'औदयिका भावा बधकारण' એ આગમ વચન તો વૃથા થાય છે!

પરિહાર-ઉદયભાવ બધ કારણ થાય છે પણ મોહ ઉદયમા જોડાય તો દ્રવ્ય મોહોદય છતા પણ જો શુદ્ધ-આત્મ ભાવનાના બળથી ભાવ મોહે ન પરિણમે તો બધ થતો નથી વળી જો માત્ર કર્મોદયથી જ બધ થાય તો સસારીને સર્વદા કર્મોદય વિદ્યમાન હોવાથી સર્વદા બધ જ રહે, મોક્ષ ન થાય એ અહી અભિપ્રાય છે ' ૪૫

પામતી નથી (અર્થાત્ બદલાઈને અન્યમા ભળી જતી નથી) અન્યરૂપે સંક્રમણ નહી પામતી થકી તે (વસ્તુ) અન્ય વસ્તુને કેમ પરિણમાવી શકે?

**ટીકા** – જગતના જે કોઈ, જેવડી વસ્તુ જે કોઈ જેવડા ચૈતન્યરૂપ કે અચૈતન્યરૂપ દ્રવ્યમા અને ગુણમા નિજરસથી જ અનાદિથી જ વર્તે છે, તે ખરેખર અચલિત વસ્તુસ્થિતિની મર્યાદા (આ ગુણને 'અગુરુલઘુગુણ' કહેવામા આવે છે) તોડવી અશક્ય હોવાથી, તેમા જ (પોતાના તેવડા દ્રવ્ય–ગુણમા જ) વર્તે છે, પરંતુ દ્રવ્યાંતર કે ગુણાંતરરૂપે સંક્રમણ પામતી નથી, અને દ્રવ્યાંતર કે ગુણાંતરરૂપે નહી સંક્રમતી તે અન્ય વસ્તુને કેમ પરિણમાવી શકે? (કદી ન પરિણમાવી શકે) માટે પરભાવ કોઈથી કરી શકાય નહી.



## પ્રકરણ : ૨૫

## નિમિત્ત પરદ્રવ્યને શું કરી શકે? ભાગ-૨

૧:-આ સિદ્ધાંત શ્રી સમયસાર નાટકમા સર્વ વિશુદ્ધ અધિકારમા બતાવ્યો છે તે નીચે પ્રમાણે છે–

'અજ્ઞાનીઓના વિચારમા રાગ-દ્વેષનું કારણ

[ દોહરા ]

'કોઉ મૂરખ યોં કહૈ રાગદોષ પરિનામ।
પુગ્ગલકી જોરાવરી વરતૈ આતમરામ ॥૬૨॥

જ્યૌ જ્યૌ પુગ્ગલ બલ કરૈ ધરિ ધરિ કર્મ જ ભેષ, ।
રાગ-દોષ કૌ પરિનમન, ત્યૌ ત્યૌ હોઇ વિશેષ, ॥૬૩॥

અર્થઃ-કોઈ કોઈ મૂર્ખ એમ કહે છે કે આત્મામા રાગ-દ્વેષ ભાવ પુદ્ગલની જબર જસ્તીથી થાય છે ।૬૨। તે કહે છે કે પુદ્ગલ કર્મ પરિણમનના ઉદયમા જેટલુ જેટલુ જોર કરે છે તેમની તેમની આધિક્યતાથી રાગ-દ્વેષ પરિણામ થાય છે ॥૬૩॥

અજ્ઞાનીને સત્યમાર્ગનો ઉપદેશ

[ દોહરા ]

ઇહિ વિધિ જો વિપરીત પખ, ગહૈ સદ્દહૈ કોઇ ।
સો નર રાગ વિરોધ સૌ, કબહૂ ભિન્ન ન હોઇ ॥૬૪॥
સુગુરુ કહૈ જગમૈ રહૈ, પુગ્ગલ સગ સદીવ ।
સહજ શુદ્ધ પરિનમનિકૌ, ઔસર લહૈ ન જીવ ॥૬૫॥
તા તે ચિદભાવની વિષૈ, સમરથ ચેતન રાઉ।
રાગ વિરોધ મિથ્યા તમૈ, સમકિત મૈ શિવ ભાઉ ॥૬૬॥

(જુઓ સમયસાર નાટક પા ૩૫૨)

અર્થઃ- ઉપર જે રીત કહી તે તો વિપરીત (ઊંધો) પક્ષ છે, જે કોઈ તેને ગ્રહે કે શ્રદ્ધે તે જીવને રાગ, દ્વેષ, મોહ કદી ભિન્ન થાય જ નહીં શ્રી ગુરુ કહે છે કે જીવને પુદ્ગલનો સગ સદા (અનાદિનો) રહે છે, તો પછી તેને સહ જ શુદ્ધ પરિણમનનો અવસર જ કદી જીવને મળે જ નહીં માટે ચૈતન્યના ભાવ કરવામા ચેતન રાજા સમર્થ છે, તે પોતાથી મિથ્યાત્વ દશામા રાગદ્વેષરૂપ થાય છે,

અને સમ્યક્ત્વ દશામાં શીવભાવ એટલે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ થાય છે.

૨[૧]-કર્મનો ઉદય જીવને કાંઇ અસર કરી શકતો નથી, એટલે કે નિમિત્ત ઉપાદાનને કાંઇ કરી શકતું નથી. ઇન્દ્રિયોના ભોગો, લક્ષ્મી, સગાસબંધી કે મકાનાદિ માટે પણ તે જ નિયમ છે પ્રશ્ન અને ઉત્તરરૂપે શ્રી સમયસાર નાટકના 'સર્વ વિશુદ્ધિ દ્વાર' મા નીચે પ્રમાણે આ નિયમ આપ્યો છે

'કોઉ શિષ્ય કહે સ્વામી રાગ દોષ પરિનામ,
તાકૌ મૂલ પ્રેરક કહહુ તુમ કૌન હૈ ।
પુગ્ગલ કરમ જોગ કિંધૌ ઇન્દ્રિનિકૌ ભોગ,
કિંધૌ ધન કિંધૌ પરિજન કિંધૌ ભૌન' હૈ ॥
ગુરુ કહે છ હીં દર્વ અપને અપને રૂપ,
સબનિકૌ સદા અસહાઇ પરિનૌન હૈ ।
કોઉ દરવ કાહૂકૌ ન પ્રેરક કદાચિ તાતૈં,
રાગ દોષ મોહ મૃષા મદિરા અચૌન હૈ' ॥ ૬૧ ॥

(૧) દરેક દ્રવ્ય અસહાય-સ્વતંત્ર અને પરના આધાર વગરનું છે, એમ સમયસાર નાટકમાં-પાનું ૩૪૩ ગાથા ૫૧, પા ૩૮૭ ગાથા ૧૧૬, પા ૧૯૫, ૧૯૬, ૨૩૭ ૨૪૬ ૨૬૪ ૨૮૮, કર્તા કર્મ દ્વાર ગાથા ૩૫, નિર્જરા અધિકાર ગાથા ૨૦, ૩૮, ૩૯, બંધ-દ્વાર ગાથા ૧૭, ૩૧, ૫૦, મોક્ષદ્વાર ગાથા ૨૧, ૨૭ અને સર્વ વિશુદ્ધિદ્વાર ગાથા ૫૧

(૨) જુઓ સમયસાર નાટક પા ૫૧

અર્થ - શિષ્ય કહે છે – સ્વામી ! રાગ, દ્વેષ પરિણામનુ મૂળ પ્રેરક કોણ છે તે તમો કહો પુદ્ગલ કર્મ, ઇન્દ્રિયોનો ભોગ, ધન, ઘરના માણસો કે મકાન ?

શ્રી ગુરુ સમાધાન કરે છે કે છએ દ્રવ્યો પોતપોતાના સ્વરૂપમા, સર્વે સદા અસહાય પરિણમે છે કોઇ દ્રવ્યનુ કોઇ દ્રવ્ય કદી પણ પ્રેરક નથી રાગ-દ્વેષનુ કારણ મિથ્યાત્વરૂપી ખોટી મદિરાનુ પાન છે

૩ -આ ઉપરથી સિદ્ધ થયુ કે દ્રવ્ય કર્મો કે બીજો કોઇ પદાર્થ જીવને બીલકુલ પરાણે કે કનડી શકતો નથી જીવને અનાદિથી પરના દોષ જોવાનો અભ્યાસ છે, તેથી શાસ્ત્ર વાચતા તે 'અસદ્ભૂત વ્યવહારના' વચનોનો પરમાર્થ ભાવ નહિ સમજવાથી દ્રવ્ય કર્મો ઉપર દોષ નાખે છે, પોતાનો દોષ છે છતા તે જોતો નથી, એ મહાદોષ છે આ સિદ્ધાંત સમયસાર કલશ ૨૧૯ મા તથા ગાથા ૩૭૨ મા [પા ૪૩૪ થી ૪૩૬] આપ્યો છે –

रागद्वेषोत्पादकं तत्त्वदृष्ट्यानान्यद्द्रव्यं वीक्ष्यते किंचनापि ।
सर्वद्रव्योत्पत्तिरन्तश्चकास्ति व्यक्तात्यन्तं स्वस्वभावेन यस्मात् ।।२१९।।

( ગુજરાતી સમયસાર પા ૪૩૪ )

અર્થ - તત્ત્વદૃષ્ટિથી જોતા રાગદ્વેષને ઉપજાવનારુ અન્ય દ્રવ્ય જરાએ દેખાતુ નથી, કારણ કે સર્વ દ્રવ્યોની ઉત્પત્તિ પોતાના સ્વભાવથી જ થતી અતરગમા અત્યત પ્રકાશે છે

× × ×

હવે એ અર્થને ગાથામાં કહે છે–

अण्णदविएण अण्णदवियस्स ण कीरह गुणुप्पाओ ।
तम्हा उसव्वदव्वा उप्पन्नते सहावेण ॥ ३७२ ॥

અર્થ — અન્ય દ્રવ્યને અન્ય દ્રવ્યથી ગુણની ઉત્પત્તિ કરી શકાતી નથી, તેથી (એ સિદ્ધાંત છે કે) સર્વ દ્રવ્યો પોતપોતાના સ્વભાવથી ઉપજે છે

ટીકા ઃ વળી જીવને પરદ્રવ્ય રાગાદિક ઉપજાવે છે એમ શંકા ન કરવી કારણ કે અન્ય દ્રવ્યવડે અન્ય દ્રવ્યના ગુણનો ઉત્પાદ કરવાની અયોગ્યતા છે કેમકે સર્વ દ્રવ્યોનો સ્વભાવથી જ ઉત્પાદ થાય છે × × ×

× × × × × ×

માટે (આચાર્ય દેવ કહે છે કે) જીવને રાગાદિનું ઉત્પાદક અમે પરદ્રવ્યને દેખતા (માનતા-સમજતા) નથી કે જેના પર કોપ કરીએ

સ્વરૂપ આવું સ્પષ્ટ હોવા છતા દ્રવ્ય કર્મો પજવે છે, કનડે છે એમ ખરેખર માનવું તે ગંભિર ભૂલ છે

૪-પરદ્રવ્ય તો નિમિત્ત માત્ર છે, કારણ કે અન્ય દ્રવ્યને અન્ય દ્રવ્ય, ગુણ પર્યાય ઉપજાવતું નથી એ નિયમ છે જેઓ એમ માને છે કે-એવો એકાંત કરે છે કે પર દ્રવ્ય જ મને રાગાદિક ઉપજાવે છે, તેઓ નય વિભાગને સમજ્યા નથી, મિથ્યાદૃષ્ટિ છે એ રાગાદિક જીવના સત્વમાં ઉપજે છે પરદ્રવ્ય તો નિમિત્ત માત્ર છે એમ માનવું તે સમ્યગ્જ્ઞાન છે, માટે આચાર્ય મહારાજ કહે છે કે અમે રાગ-દ્વેષની [illegible] અન્ય દ્રવ્યપર શા માટે કોપ કરીએ ?

રાગ દ્વેષનુ ઉપજવુ તે પોતાનો જ અપરાધ છે

૫ પરદ્રવ્ય બગાડાવથી તો કશાય બગાડતુ નથી એ સિધ્ધાંત શ્રી ટોડરમલજી કૃત મોક્ષમાર્ગ પ્રકાશક પાના ૩૪૮મા નીચે પ્રમાણે કરવામા આવી છે –

પ્રશ્ન–સમ્યગ્દૃષ્ટિ પણ પરદ્રવ્યોને બૂરા જાણીને ત્યાગે છે?

ઉત્તર–સમ્યગ્દૃષ્ટિ પર દ્રવ્યોને બૂરા જાણતો નથી, પણ પોતાના રાગભાવને બૂરો જાણે છે, પોતે સરાગ ભાવને છોડે છે, તેથી તેના કારણોનો પણ ત્યાગ થાય છે વસ્તુ વિચારતા કોઈ પર દ્રવ્ય તો ભલા બૂરા છે જ નહી આ સિધ્ધાંત ઉપર પારા–૩–મા પણ બતાવ્યો છે

પ્રશ્ન–નિમિત્ત માત્ર તો છે?

ઉત્તર.–પરદ્રવ્ય બળાત્કારથી તો કયાંઈ બગાડતુ નથી (આ નિયમ પ્રકરણ ૨૪ પારા ૨ મા આપ્યો છે) પણ પોતાના ભાવ બગડે ત્યારે તે પણ બાહ્ય નિમિત્ત છે વળી એ નિમિત્ત વિના પણ ભાવ તો બગડે છે, માટે તે નિયમરૂપ નિમિત્ત પણ નથી એ પ્રમાણે પર દ્રવ્યનો દોષ જોવો તે તો મિથ્યાભાવ છે રાગાદિ બૂરા છે એવી તેને સમજણ નથી, તે (દ્રવ્ય લિંગી મુનિ) તો પરદ્રવ્યના દોષ જોઈ તેમા દ્વેષ રૂપ ઉદાસીનતા કરે છે સાચી ઉદાસીનતા તો તેનુ નામ છે કે, કોઈ પણ પરદ્રવ્યના ગુણ વા દોષ ભાસે નહી, અને તેથી તે કોઇને પણ ભલા બૂરા જાણે નહી પોતાને પોતારૂપ જાણે તથા પરને પરરૂપ જાણે પર સાથે મારૂ કાંઈપણ

પ્રયોજન નથી એવુ માની સાક્ષીભૂત રહે, એવી ઉદા સીનતા જ્ઞાનીને જ હોય છે

ત્યારે પ્રશ્ન થાય છે કે જીવના આત્મપ્રદેશે બધાયેલ કર્મ ઉદયમા આવતા દુખમા તે નિમિત્તરૂપ થાય છે અને બીજા જીવોના પ્રદેશે કર્મ છે તે કેમ નિમિત્ત થતા નથી ?

ઉત્તર—પોતાના પરિણામનુ નિમિત્ત પામી જે કર્મ ઉપાર્જિત થાય છે તે જ નિમિત્તરૂપ હોય છે, જગતના બીજા જીવોના પ્રદેશે રહેલા કર્મો આ જીવના પરિણામનુ નિમિત્ત પામી થયા નથી, તેથી આ જીવને નિમિત્ત થાય જ નહી

---

## પ્રકરણ : ૨૯

## નિમિત્ત પરદ્રવ્યને શુ કરી શકે? ભાગ—૩

૧—જેમ પરદ્રવ્ય (જડ કર્મ) જીવને કાઈ કરી શકતા નથી તેમ જ જીવ પણ જડ શરીર, કે કર્મનો કર્તા નથી–કરાવનાર નથી–પ્રેરક નથી, અનુમતિ આપનાર નથી આ સિદ્ધાત શ્રી પ્રવચનસાર અધ્યાય ૨ ની ગાથા ૬૮ પા ૨૨૧ મા જણાવ્યો છે તે નીચે મુજબ છે—

હવે શરીરાદિ પરદ્રવ્યમા પણ મધ્યસ્થ ભાવ દેખાડે છે— णाहन्देहोण मणोण चेव वाणी च कारण ते सि ।

कत्ताणण कारयिदा अणुमत्ता णेव कत्तीण ॥ ६८ ॥

અર્થ—હુ શરીરરૂપ નથી, મન-યોગરૂપ પણ નથી, વળી નિશ્ચયથી વચન યોગરૂપ નથી, તે મન-વચન-કાયના

ઉપાદાન કારણરૂપ પિંડ પણ હું નથી, એ સર્વે યોગોનો હું કર્તા નથી, અર્થાત્ મારા કર્તાપણા વિના જ તે યોગ્ય પુદ્ગલ પિંડથી કરવામાં આવે છે, એ સર્વે યોગોનો પ્રેરક થઈ કરાવનાર હું નથી, પુદ્ગલ દ્રવ્ય જ તેનું કર્તા છે; અને તે યોગના કરાવવાળા પુદ્ગલ પિંડોનો અનુમોદના વાળો પણ હું નથી. મારી અનુમોદના વિના જ પુદ્ગલ પિંડ તે યોગોનો કર્તા છે એ કારણે હું પર દ્રવ્યમાં અત્યંત મધ્યસ્થ છુ.

ભાવાર્થ –સ્વ-પર વિવેકી જીવ સર્વ દ્રવ્યોના સ્વરૂપને જાણવાવાળો છે, એ જાણે કે આ સર્વે યોગો (મન, વચન, કાય) ને પૌદ્ગલિક જાણે છે, તેમાં કૃત–કારિત અનુમોદના ભાવ નહીં કરતા પરદ્રવ્યનો ભાર જાણી ત્યાગી થાય છે સ્વરૂપમાં નિશ્ચલ થઈ તિષ્ટે છે (સ્થિર થાય છે.) અને શુભ–અશુભ ઉપયોગરૂપ અશુદ્ધ ઉપયોગનો વિનાશ કરીને નિરાસ્રવ થઈ શુદ્ધ ઉપયોગી થાય છે ૬૮ (આ નિયમ ગાથા ૬૯, ૭૦, ૭૬, ૭૭, ૭૮, ૭૯ મા વધારે ચર્ચો છે સમયસાર ગાથા ૧૧૬ થી ૧૨૦ મા લીધા છે)

૨–આ નિયમ નિમિત્ત–નૈમિત્તિક ભાવનો નકાર કરતો નથી, પણ તેને યથાર્થપણે બતાવી પ્રતિપાદન કરે છે કે, પર દ્રવ્ય હાજર હોય છે, તો પણ તે પરભાવનું નિમિત્ત બળાત્કારે બની શકતુ નથી આ સિદ્ધાન્ત શ્રી સમયસારની ગાથા ૨૨૦–૨૨૩ મા બતાવ્યો છે, તેની ટીકા નીચે પ્રમાણે છે —(પા ૨૮૨–૨૮૩)

જેમ શંખ પરદ્રવ્યને ભોગવે–ખાય તો પણ તેનુ

શ્વેતપણું પર-વડે કરી શકાતું નથી; કારણ કે પર અર્થાત્ પરદ્રવ્ય કોઇ પરદ્રવ્યને પરભાવ સ્વરૂપ કરવાનું નિમિત્ત (અર્થાત્ કારણ) બની શકતું નથી; તેવી રીતે જ્ઞાની પરદ્રવ્યને ભોગવે તોપણ તેનું જ્ઞાન પર વડે અજ્ઞાન કરી શકાતું નથી. કારણ કે પર અર્થાત્ પરદ્રવ્ય કોઇ દ્રવ્યને પરભાવ સ્વરૂપ કરવાનું નિમિત્ત બની શકતું નથી; માટે જ્ઞાનીને પરના અપરાધના નિમિત્તે બંધ નથી.

વળી જ્યારે તે જ શંખ પરદ્રવ્યને ભોગવતો અથવા નહિ ભોગવતો થકો શ્વેત ભાવને છોડીને સ્વયમેવ કૃષ્ણભાવે પરિણમે ત્યારે તેનો શ્વેતભાવ સ્વયંકૃત કૃષ્ણભાવે થાય (અર્થાત્ પોતાથી જ કરવામાં આવેલા કૃષ્ણભાવરૂપ ) થાય; તેવી રીતે તે જ જીવ પરદ્રવ્યને ભોગવતો અથવા નહીં ભોગવતો થકો જ્ઞાનને છોડી સ્વયમેવ અજ્ઞાનરૂપે પરિણમે ત્યારે તેનું જ્ઞાન સ્વયંકૃત અજ્ઞાન થાય. માટે જ્ઞાનીને જો બંધ થાય તો પોતાના જ અપરાધના નિમિત્તે (અર્થાત્ પોતે જ અજ્ઞાનપણે પરિણમે ત્યારે ) બંધ થાય છે.

૩ – નિમિત્ત-નૈમિત્તિક સબંધ એ એક પ્રકારનો વ્યવહાર છે; વ્યવહારનો અર્થ નીચે પ્રમાણે છેઃ–

'तत्यार्थं निश्चयो वक्ति, व्यवहारो जनोदितम् '

( નાનું દ્રવ્ય સંગ્રહ પા.–૩ )

અર્થઃ–નિશ્ચય તત્ત્વતો પદાર્થ જેમ છે તેમ કહે છે. વ્યવહાર લોકોની બોલવાની રીત છે; શ્રી મોક્ષમાર્ગ પ્રકાશકમાં પણ કહ્યું છે કે, જિન માર્ગમાં કોઇ ઠેકાણે તો

નિશ્ચયનયની મુખ્યતા સહિત વ્યાખ્યાન છે, તેને તો 'સત્યાર્થ એમ જ છે' એમ જાણવું, તથા કોઈ ઠેકાણે વ્યવહારનયની મુખ્યતા સહિત વ્યાખ્યાન છે તેને 'એમ નથી પણ નિમિત્તાદિની અપેક્ષાએ આ ઉપચાર કર્યો છે' એમ જાણવું, અને એ પ્રમાણે જાણવાનું નામ જ બન્ને નયોનું ગ્રહણ છે પણ બન્ને નયોના વ્યાખ્યાનને સમાન સત્યાર્થ જાણી 'આ પ્રમાણે પણ છે તથા આ પ્રમાણે પણ છે' એવા ભ્રમરૂપ પ્રવર્તવાથી તો બન્ને નયો ગ્રહણ કરવા કહ્યા નથી

૪–'ઉપચાર'નો અર્થ અહીં જણાવવાની જરૂર છે સમયસાર ગાથા ૧૦૬ માં તેનું દૃષ્ટાંત આપી સમજાવ્યો છે, તે ગાથા નીચે પ્રમાણે છે—

जोधेहि कदे जुद्धे राएण कद ति जपदे लोगो ।
ववहारेण तह कद णाणावरणादि जीवेण ॥ १०६ ॥
योधै कृते युद्धे राज्ञा कृतमिति जल्पते लोक ।
व्यवहारेण तथा कृत ज्ञानावरणादि जीवेन ॥ १०६ ॥

યોદ્ધા કરે જ્યાં યુદ્ધ ત્યાં એ નૃપ કર્યું લોકો કહે,
એમ જ કર્યાં વ્યવહારથી જ્ઞાનાવરણ આદિ જીવે ॥૧૦૬॥

ટીકા—જેમ યુદ્ધ પરિણામે પોતે પરિણમતા એવા યોદ્ધાઓ વડે યુદ્ધ કરવામાં આવતાં, યુદ્ધ પરિણામે પોતે નહિ પરિણમતા એવા રાજાને 'રાજાએ યુદ્ધ કર્યું' એવો જે ઉપચાર કરવામાં આવે છે તે પરમાર્થ નથી, તેમ જ્ઞાનાવરણાદિ કર્મ પરિણામે પોતે પરિણમતા એવા પુદ્-

ગલ દ્ર વ્ય વડે જ્ઞાનાવરણાદિ કર્મ કરવામા આવતાં જ્ઞાના-વરણાદિ કર્મ પરિણામે પોતે નહી પરિણમતા એવા આત્માએ જ્ઞાનાવરણાદિ કર્મ કર્યું એવો જે ઉપચાર કરવામાં આવે છે તે પરમાર્થ નથી.

**૫**-માટે 'નિશ્ચયનયે જીવ શરીરને ચલાવી શકે નહી, ખાઈ શકે નહી, પી શકે નહી, બોલી શકે નહી; અને વ્યવહાર જીવ શરીરને ચલાવી શકે, ખાઇ શકે, પી શકે, બોલી શકે' એ બન્ને નયોના વ્યાખ્યાનને સમાન સત્યાર્થ ગણી 'જીવ કરી શકે નહી અને કરી શકે' એવા ભ્રમ-રૂપ પ્રવર્તવાથી તો બન્ને નયોનુ ગ્રહણ થતુ નથી. નિશ્ચયને સત્યાર્થ જાણવુ અને વ્યવહારને સત્યાર્થ નથી એમ જાણવુ, માત્ર અજ્ઞાનીઓનો અનાદિ સસારથી પ્રસિદ્ધ વ્યવહાર (બોલવાની રીતિ) હોવાથી તેમ કહ્યુ છે, એમ સમજવુ, તેને પરમાર્થ એટલે કે સત્યાર્થ ગણવુ નહી (જુઓ. પારો ૩ જો) અને તો જ બન્ને નયોનુ યથાર્થ ગ્રહણ કર્યું કહેવાય

વ્યવહારનાં વચનોને જ નિશ્ચય માનીને આત્માને પરદ્રવ્યનો કર્તા માને તે મિથ્યાદષ્ટિ છે. (જુઓ શ્રી સમયસાર ગાથા ૩૨૪-૩૨૭ પા. ૩૯૧ થી ૩૯૫)

---

## પ્રકરણ : ૨૭

## નિમિત્ત પરદ્રવ્યને શું કરી શકે ? ભાગ-૪

**૧**- એક દ્રવ્ય બીજા દ્રવ્યનુ કાઇ કરી શકે નહીં', એ નિયમના ટેકામા વિશેષ આધારો નીચે પ્રમાણે છે-

'જો (પર પદાર્થ) તેનો પરિણમાવ્યો પરિણમે છે તો જ્યારે તે એમ ન પરિણમતો હોય ત્યારે તે કેમ પરિણમાવતો નથી?' (શ્રી મોક્ષમાર્ગ પ્રકાશક, પા ૯૧)

'માટે નિશ્ચય થાય છે કે પોતાનો કર્યો કોઈ પણ પદાર્થનો સદ્ભાવ-અભાવ થતો નથી' (પા ૯૨)

'લોકમાં સર્વ પદાર્થો તો પોતપોતાના સ્વભાવના કર્તા છે, કોઈ કોઈને સુખદાયક-દુઃખદાયક કે ઉપકારક-અનુપકારક નથી' (પા ૮૩)

'અનાદિ નિધન વસ્તુ પોતપોતાની મર્યાદાપૂર્વક પરિણમે છે કોઈ કોઈને આધીન નથી તેમ કોઈ પદાર્થ કોઈનો પરિણમાવ્યો પરિણમતો નથી' (પા ૫૫)

'એ બધા પોતપોતાને આધીન હોવાથી તેમાં કોઈ વારે કોઈ અનેક અવસ્થારૂપ પરિણમે એમ સર્વની પોતપોતાને આધીન ક્રિયા થવા છતાં આ [illegible] તેને પોતાને આધીન માની ખેદ ખિન્ન થાય છે' (પા ૫૮)

'કોઈ દ્રવ્યનું પરિણમન કોઈને આધીન નથી' (પા ૩૦૮)

જો પરદ્રવ્યના ગ્રહણ-ત્યાગ આત્માને હોય તો આત્મા પરદ્રવ્યનો કર્તા-હર્તા થઈ જાય, પણ કોઈ દ્રવ્ય કોઈ દ્રવ્યને આધીન છે જ નહીં આત્મા તો પોતાના રાગાદિ ભાવ છે તેને છોડી વીતરાગ થાય છે' (પા-૨૫૭)

૨-એક દ્રવ્ય બીજાનું કાંઈ ન કરે તેથી તેને અકિંચિત્કર કહે છે જે હેતુ કાંઈ પણ ન કરે તે 'અકિંચિત્કર' કહેવાય છે તે સિદ્ધાંત બધે લાગુ પડે છે તેથી જીવના અધ્યવસાન પરમાં 'અકિંચિત્કર' હોવાથી પોતાની

અર્થક્રિયા કરનારાં નથી, અને તેથી જ તે મિથ્યા છે. એમ સમયસારની ગાથા-૨૬૭માં પાને ૩૨૮ મે છે. સંસ્કૃત ટીકા ( હિંદી પા-૩૫૭ )માં નીચે પ્રમાણે સૂત્ર આપ્યું છે.

' परत्र अकिंचित्करत्वात् '

૩:-નિમિત્તનો અર્થ-સંયોગરૂપ કારણ; ઉપાદાન-વસ્તુની સહજ શકિત. ( શ્રી મોક્ષમાર્ગ પ્રકાશક પા. ૩૫૬ ઉપાદાન નિમિત્તની ચીઠ્ઠી,) દરેક દ્રવ્ય સ્વાધીન અસહાય છે, એટલું જ નહીં પણ દરેક દ્રવ્યના અનંતગુણમાંથી દરેક ગુણ સ્વાધીન-અસહાય છે, એટલે એક ગુણ બીજાને કાંઇ ખરેખર કરી શકે નહીં. (પા. ૩૫૭) નિમિત્ત ઉપાદાનને સહાયક છે, અસર કરે છે, એ આદિ કહેવું તે વ્યવહાર એટલે બોલવાની રીત છે, તે સત્યાર્થ નથી. નિમિત્ત જો જીવને અસર કરતું હોય તો જીવ મુકત થાય જ નહીં, ત્યારે અસર કરવું છોડી દીએ ત્યારે થાય, એટલે જીવની મુકિત પરાધીન થઇ; એમ બને તો વળી પર જીવને અસર કરવા માગે ત્યારે ફરી બગાડે અને જીવ પાછો સંસારી થાય એ અશકયતા આવે છે.

૪. પ્રશ્નઃ—જો તમે આમ કહેશો તો શાસ્ત્રોનો ઉપદેશ કે 'ખોટું બોલવું નહીં', ચોરી કરવી નહીં', બ્રહ્મચર્ય પાળવું'' એ બધું મિથ્યા જશે ?

ઉત્તર —નયનું સ્વરૂપ સમજે તેને આવી શંકા થાય જ નહીં, કેમકે તે ઉપદેશનો અર્થ એવો થાય, છે કે 'ચોરી નહીં' કરવાનો ભાવ કરવો, ખોટું નહીં બોલ-

વાનો ભાવ કરવો વગેરે' જીવને સાચો ભાવ થતાં ખોટું બોલવાની અધ્યવસાય છૂટી જાય છે. એટલે જીવના ભાવને અને વચન-વગેરેને એવો નિમિત્ત નૈમિત્તિક સબંધ છે કે ખોટું વચન મુખમાંથી નીકળે નહી. પર વસ્તુનુ ગ્રહણ થાય જ નહી, પર સ્ત્રી તરફ લક્ષ જાય જ નહી, તેથી વ્યવહારનયે એ પ્રમાણે શાસ્ત્રમાં કહ્યુ છે. ઉપદેશ અને આજ્ઞાનાં વાકયો 'વ્યવહારનય'થી જ લખાય તથા બોલાય, અને શ્રોતા તથા અભ્યાસીને માટે વ્યવહારનય ત્યારે જ કહેવાય કે જે તે તેનો પરમાર્થ સમજાવે, જો તેમ તે ન સમજે તો તેને માટે તે કોઇ 'નય' જ નથી; કેમકે તેણે તો 'વ્યવહાર નય' ના વચનોને 'પરમાર્થ નય' ના વચનો ગણ્યાં

જીવના ભાવને અને પરવસ્તુને તેવો નિમિત્ત-નૈમિત્તિક સબંધ છે, એ નિયમ મોક્ષમાર્ગ પ્રકાશકમાં પા. ૨૪૮ નીચે પ્રમાણે આપ્યો છે—

'સમ્યગ્દૃષ્ટિ પરદ્રવ્યને બૂરાં જાણતો નથી, પણ પોતાના રાગભાવને બૂરા જાણે છે. પોતે રાગ ભાવને છોડે છે તેથી તેના કારણોનો પણ ત્યાગ થાય છે × × '

આ વિષય પ્રકરણ ૨૫ ના ભાગ ૫ ના અક્ષર આવી ગયો છે.

આ બાબતમા જ બે દૃષ્ટાંત નીચે આપ્યાં છે—

(૧) જે માણસે બ્રહ્મચર્ય પાળવાનો દઢ નિશ્ચય કર્યો છે તેને હું કોઇ બ્રાહ્મણને કે મિત્રને બોલાવી મારે માટે કન્યા શોધાવુ એવી તજવીજ કરવાનો વિકલ્પ કરશે જ

નહીં. અને તેથી તે ત્યાગ ભાવને અને સ્ત્રીને એવો સંબંધ છે કે તેને સ્ત્રીનો સંયોગ થશે નહીં. કદી કોઈ સ્ત્રી તેને પરિગ્રહ આપવા આવશે તો પણ તેનો ભાવ દૃઢ હોવાથી એક બીજા વચ્ચેનો મેળાપ થશે નહી.

બ્રહ્મચર્યનો ભાવ ન કરે છતાં સ્ત્રીનો મેળાપ ન થાય તેમ પણ બ્રહ્મચર્યનો દૃઢ ભાવ અને કોઈ સ્ત્રી સાથે મેળાપ થાય એમ બને જ નહી. આ નિયમ વચન, ખોરાક, પરવસ્તુનું ગ્રહણ વગેરે તમામને લાગુ પાડી દેવો.

(૨) એક સમ્યગ્જ્ઞાની ગૃહસ્થને ચા પીવાની ઇચ્છા થાય ત્યારે નોકરને એમ ન કહેવાય કે –

'ચા પીવાની મને ઇચ્છા થઈ છે, ચા પરવસ્તુ છે, મારી પીધી પીવાય નહીં. પેટમા પડવી હશે તો પડશે, તું મારે માટે ચા લાવવાની ઇચ્છા કર, હાથ હલાવવાની ઇચ્છા કર, હાથ ચાલવો હશે તો ચાલશે અને ચાનો પ્યાલો મારી પાસે આવવા યોગ્ય હશે તો આવશે ' જો કે વસ્તુનું સ્વરૂપ તો તેવુ જ છે, છતા આજ્ઞા વચનમાં વ્યવહારનયથી બોલાય કે 'ચાનો પ્યાલો લાવો' પછી પેટમા આવવા યોગ્ય ન હોય તો ન પણ આવે આ વાત સમાજમાં પણ જાણીતી છે તેથી કહે છે કે ' There is many a slip between the cup and the lip' એટલે ' હોઠ અને પ્યાલા વચ્ચે તો ઘણાં વિઘ્નો છે. ' અનાજ સંબધમાં પણ કહેવત છે કે ' દાણે દાણે ખાનાર કા નામ..'

એટલે જ્ઞાનીઓ જે સ્વરૂપ કહે છે તે અજ્ઞાનપણે જીવો બોલે છે પણ તેનું સ્વરૂપ સમજતા નથી.

પ્ર:—વ્યવહાર વિના પરમાર્થનો ઉપદેશ કરવા કોઈ સમર્થ નથી, કારણ કે નિશ્ચયનયનો વિષય અભેદ એકરૂપ વસ્તુ છે, તેથી શ્રીગુરુ અનેક પ્રકારે ભેદ કરી વ્યવહાર દ્વારા પરમાર્થને સમજાવે છે, અને એવો ઉપદેશ પણ ઘણુંખરા સર્વ પ્રાણીઓ પરસ્પર કરે છે, તેથી વ્યવહાર પરમાર્થ સમજાવવા માટે આવે છે. શુદ્ધનય ભૂતાર્થ છે, એનો આશ્રય કરવાથી સમ્યગ્દષ્ટિ થઈ શકાય છે એને જાણ્યા વિના જ્યા સુધી જીવ વ્યવહારમા મગ્ન છે ત્યા સુધી આત્મામા જ્ઞાન–શ્રદ્ધાનરૂપ નિશ્ચય સમ્યક્ત્વ થઈ શકતું નથી (જુઓ સમયસાર પા ૧૭-૨૧)

પ્રશ્ન—જો જીવો આ સાંભળશે તો બધી અવ્યવસ્થતા થઈ જશે? જેમકે એક માણસ ખૂન કરશે અને પછી કહેશે કે તેનું આયુષ્ય પૂરું થઈ રહ્યું એમા હું શું કરું? માટે મને મુક્ત કરો

ઉત્તર—સત્ય ઉપર અહી ઘણો જુઠો આરોપ સમજ્યા વગર અપાયો છે તે દાખલામાથી જ બતાવવામા આવે છે

એક માણસે બીજા માણસને મારી નાખ્યો એવું તહોમત હોય ત્યારે આરોપીનો શું ઈરાદો હતો તે જુએ છે જો તેને મારી નાખવાનો ઈરાદો સાબિત થાય તો ફાંસીની સજા થાય છે જો મારી નાખવાનો ઈરાદો ન હોય અને ગફલતથી તેનું ખૂન થયું હોય તો તે

ગુન્હાને હલકો ગણી તે પ્રમાણે સજા કરે છે, એક માણસને મારવામા ઝાઝા માણસો હોય તો દરેકનો તો મારી નાખવાનો સામાન્ય ઇરાદો હોય તો દરેકને ખૂન કરવાની સરખી જવાબદારી આવે છે, જો તે જુદા જુદા ઇરાદાથી હોય તો તે પ્રમાણે ઇન્સાફ થાય છે, જેમકે એક માણસે બીજાને પોતાના બચાવના (Right of self defence, પૂરાવાના કાયદામા ઇરાદો કેવા પૂરાવાથી નક્કી કરવો તેના નિયમો બતાવ્યા છે) હકની રુએ માર્યો હોય તે છૂટી જાય છે, અને બીજાઓ જે મારવામા સામેલ હોય તેઓએ દ્વેષ બુદ્ધિથી તેને માર્યો હોય તો પોતાના ઇરાદા પ્રમાણે જવાબદાર થાય છે, તમારો પ્રશ્ન (જુઓ પાછળનુ પાનું) સંસાર વ્યવહારના કાયદાનુ અજ્ઞાનપણુ બતાવે છે, તેથી જ વીતરાગ આજ્ઞા છે કે શાસ્ત્રના કે બીજા વચનોને પ્રમાણ, નય આદિથી સમજવા, અને તેની પરીક્ષા કરી સત્ય—અસત્યનો નિર્ણય કરવો, તે પ્રમાણે સમજ્યા વગર નિષેધવા નહી એ નિષેધ તો મહામિથ્યાત્વને પોષે છે

હવે ધર્મદૃષ્ટિએ તેનો વિચાર કરીએ, માણસ મર્યો તેથી બધ નથી, કેમકે તેના આયુષ્યના પૂર્ણ થવાના કારણે મર્યો છે, પણ જીવે દ્વેષ કર્યો તેનો બધ છે તેથી તે તો મહાપાપ ભાવ છે અને તેથી પાપ કર્મો બધાય છે આ ખુલાસો શ્રી મોક્ષમાર્ગ પ્રકાશકના પા ૨૦૯મા નીચે પ્રમાણે કર્યો છે –

પ્રશ્ન—અમારા પરિણામ શુદ્ધ છે, બાહ્ય ત્યાગ ન કર્યો તો ન કર્યો?

ઉત્તર—જો એ હિંસાદિ કાર્ય તારા પરિણામ વિના સ્વયં થતાં હોય [એટલે કે તેને નિમિત્ત-નૈમિત્તિક ભાવનો સંબંધ ન હોય તો, તો બરાબર છે, પણ ભાવને અને ક્રિયાને તેવો (નિમિત્ત નૈમિત્તિક) સંબંધ છે] તો અમે એમ જ માનીએ, પણ તું પોતાના પરિણામ વડે કાર્ય કરે છે તો ત્યાં તારા પરિણામ શુદ્ધ કેવી રીતે કહીએ? વિષય સેવનાદિ ક્રિયા વા પ્રમાદ ગમનાદિ ક્રિયા પરિણામ વિના કેવી રીતે હોય? એ ક્રિયા તો તું ઉદ્યમી થઈ કરે છે તથા ત્યાં હિંસાદિક થાય છે તેને તો તું ગણતો નથી અને પરિણામ શુદ્ધ માને છે, પણ એ પ્રમાણે માનતાં તો તારા પરિણામ અશુદ્ધ જ રહેશે.

પ્રશ્ન—પરિણામોને રોકતાં પણ બાહ્ય હિંસાદિક ઘટાડી શકાય છે પરંતુ પ્રતિજ્ઞા કરવામાં તો બંધન થાય છે માટે પ્રતિજ્ઞારૂપ વ્રત અંગીકાર કરવાં નહિ.

ઉત્તર—જે કાર્ય કરવાની આશા રહે તેની પ્રતિજ્ઞા લેવાતી નથી, અને આશા રહે તેનાથી રાગ પણ રહે છે એ રાગ ભાવથી કાર્ય કર્યા વિના પણ અવિરતિનો બંધ થયા જ કરે છે, માટે પ્રતિજ્ઞા કરવી યોગ્ય છે. વળી કાર્ય કરવાનું બંધન થયા વિના પરિણામ કેવી રીતે રોકાશે? પ્રયોજન પડતાં તદ્રૂપ પરિણામ અવશ્ય થઈ જાય છે, વા પ્રયોજન પડ્યા વિના પણ તેની આશા રહે છે માટે પ્રતિજ્ઞા કરવી યોગ્ય છે [આત્મસ્વરૂપ સમજી,

પ્રતિજ્ઞા સ્વરૂપ સમજી પ્રતિજ્ઞા કરવી તે યોગ્ય છે, નહીં તો ' cart before the horse ' (ઘોડા આગળ ગાડી) જેવી અવસ્થા થાય છે.] સાચું સમજ્યે વ્યવહાર સુધરશે અને જગતમાં સુખ વરતશે.

ખોટું સ્વરૂપ સમજતાં વ્યવહાર સુધરે એ માન્યતા ન્યાય વિરૂદ્ધ છે.

---

## પ્રકરણ : ૨૮

## નિશ્ચય-વ્યવહારના પ્રશ્ન અને તેના અર્થો.

૧--પ્રશ્ન--પણ તમો જે ઉપર પ્રમાણે કહો છે તે તો એકાંત નિશ્ચય છે, વ્યવહારનય આવતો જ નથી?

ઉત્તરઃ--ના, વ્યવહારનય તેમાં જ આવે છે, તમે કહો છો તેમાં તો વ્યવહારનયનાં વચનને નિશ્ચયનયનાં વચનો ગણો છો તેથી નય ડુબાય છે--એટલે કે મિથ્યાજ્ઞાન આવે છે, જ્યારે આ કથનમાં યથાર્થ વ્યવહારનય આવે છે. 'વ્યવહારનય' નાં વચનોને સાચાં ન માની તેમાંથી પરમાર્થ સમજવો તે જ વ્યવહાર નય છે; 'વ્યવહારનય' નાં વચનો જેમ છે તેમ તેને સાચાં માનતાં તો 'વ્યવહારનય' નાં વચનો નિશ્ચયનયનાં વચનો થઇ જશે, અને તેમ થતાં વીતરાગ આજ્ઞાનો લોપ થશે.

### નિશ્ચયનો અર્થ

૨--નિશ્ચય, સત્યાર્થ-પરમાર્થ-ભૂતાર્થ એ એક જ અર્થ સૂચક-પર્યાયવાચક શબ્દો છે, તેના અર્થ નીચે આપવામાં આવે છેઃ--

માની 'વસ્તુ આમ જ છે' એવુ શ્રદ્ધાન કરે તો તે અ કાર્યકારી છે (પા ૨૫૭)

(૧૦) વ્યવહારાવલબી જીવ એમ માને છે કે 'યથા યોગ્ય વ્રતાદિ ક્રિયા કરવી યોગ્ય છે, પરતુ તેમા મમત્વ ન કરવુ' જેનો પોતે કર્તા થાય તેમા મમત્વ કેવી રીતે ન કરે? એ પોતે કર્તા નથી તો 'મારે કરવી યોગ્ય છે' એવો ભાવ કેવી રીતે કર્યો? (પા ૨૫૮)

(૧૧) ઇન્દ્રિયોના સુખાદિ પરદ્રવ્યો હેય છે એ વ્યવહારનય છે (મોટુ દ્રવ્ય સગ્રહ પા ૭૮)

(૧૨) પરાશ્રિત—વ્યવહારનય (જુઓ શ્રી સમયસાર પા ૩૩૫)

૪—તેથી સાબિત થયુ કે જીવ આગળી ઊચી ન કરી શકે આગળીની અવસ્થા પોતાના પુદ્ગલના સ્વભાવથી પરિણમવા યોગ્ય હોય ત્યારે એક વિકારી જીવની ઇચ્છા ત્યા હોય છે એવો નિમિત્ત—નૈમિત્તિક સબધ જાણી આગળી ઊચી જીવે કરી એમ બોલાય છે, પણ તે તો બોલણી માત્ર છે—ખરુ સ્વરૂપ નથી દ્રવ્યસગ્રહના પાના ૧૮ મા આ બાબતમા નીચે પ્રમાણે લખ્યુ છે—

'પણ શુદ્ધ—અશુદ્ધ ભાવોનુ જે પરિણમન છે તેનુ કર્તૃત્વ જીવમા જાણવુ જોઇએ, અને હસ્તાદિના વ્યાપાર રૂપ પરિણમનોનુ ન સમજવુ'

સસ્કૃત ટીકામા તે જ પાને નીચે પ્રમાણે લખ્યુ છે—

'किन्तु शुद्धाशुद्ध भावाना प

ज्ञातव्य न च हस्तादि व्यापार

ભગવતી સૂત્રમા પણ તે જ પ્રમાણે નીચેના શબ્દોમા કહ્યુ છે -(સતક ૫ ઉદ્દેશો ૪ પા-૧૮૭-૧૮૮ પ્રશ્ન-૩૬ )

હે ભગવાન ! કેવળ આ સમયમા જે આકાશ પ્રદેશોમા હાથને, પગને, બાહુને અને ઉરુ (સાથળ) ને અવગાહી રહે અને જે સમયમા રહે તે પછીના ભવિષ્ય કાળના સમયમા તે જ આકાશ પ્રદેશોમા હાથ-યાવત્ અવગાહીને રહેવા કેવળી સમર્થ છે ?

૩૬-ઉત્તર -હે ગૌતમ, આ અર્થ સમર્થ નથી.

૩૭-પ્રશ્ન -હે ભગવન ! તે કયા હેતુથી ?

૩૭-ઉત્તર - હે ગૌતમ, કેવળીને વીર્ય પ્રધાન યોગ વાળુ જીવ દ્રવ્ય હોવાથી તેના હસ્ત વગેરે ઉપકરણો અગો ચલ હોય છે, અને હસ્ત વગેરે અગો ચલ હોવાથી ચાલુ સમયમા જે આકાશ પ્રદેશોમા હાથને યાવત્ અવગાહીને રહે છે એજ આકાશ પ્રદેશોમા ચાલુ સમય પછીના ભવિષ્ય કાળના સમયમા કેવળી હાથ વગેરેને અવગાહી યાવત્ રહેવા સમર્થ નથી માટે તે હેતુથી એમ કહ્યુ છે કે કેવળી આ સમયમા યાવત્ રહેવા સમર્થ નથી ૧

---

૧ આ કથન નિમિત્ત-નૈમિત્તિક સબધથી છે, હાથ પોતાથી ચાલવા લાયક ન હોય ત્યારે નિમિત્ત પણ તેને લાયક જ હોય ચર ઉપકરણના ધણી કેવળી નથી માટે હાથ વગેરે ચલાવી ન શકે કેવળીના ઉપકરણ ચળ છે તો બીજાના પણ ચલ હોય જ, માટે કોઇ ન રાખીશકે

પ:-(૧)તત્ત્વાર્થ સૂત્રના અધ્યાય ૬ (આસ્રવ અધિકાર) ના પાંચમા સૂત્રમાં પચીસ પ્રકારની ક્રિયા સાંપરાયિક આસ્રવ તરીકે જણાવી, તેની ટીકામાં કેટલીક શરીરની ક્રિયા પણ જણાવી છે આ ભેદો વ્યવહારથી એટલે કે નિમિત્તથી છે; તે વ્યવહારનયનું નામ અસદ્‌ભૂત વ્યવહાર-નય કહેવાય છે. તે શબ્દનો અર્થ પ્રકરણ ૨૦ પારા ૨ માં આપ્યો છે, તે પ્રમાણે તે ક્રિયા આસ્રવ પોતે નથી પણ નિમિત્તની ભાષા છે; તે પણ અસદ્‌ભૂત (સાચું નથી) એમ કહેવાનો ભાવ છે. ખરી રીતે (નિશ્ચયથી) તે ક્રિયાની પાછળ જીવના પ્રદેશોનું જે કંપન છે તે આસ્રવ છે; બંધ તો અધ્યવસાયથી થાય છે. એ પ્રમાણે નિશ્ચય અને વ્યવહારનું સ્વરૂપ સમજવું.

(૨) 'નય' તે શ્રુતજ્ઞાનનો અંશ છે, સમ્યગ્દષ્ટિને શ્રુતજ્ઞાન હોય છે (મિથ્યાદષ્ટિને કુશ્રુત છે) તેથી નય પણ સમ્યગ્દષ્ટિને જ હોય છે, બન્ને નય સાથે જ હોય છે. આત્મસિદ્ધિ શાસ્ત્રમાં તે સંબંધે નીચે પ્રમાણે કહ્યું છે:-

'નય નિશ્ચય એકાંતથી આમાં નથી કહેલ,
એકાંતે વ્યવહાર નહીં બન્ને સાથે રહેલ. ગા. ૧૩૨

(૩) અજ્ઞાનીની નિશ્ચય તથા વ્યવહારની સમજણ જ્ઞાતા તો મોક્ષમાર્ગ સાધી-જાણી શકે, પણ મૂઢ મોક્ષ-માર્ગ સાધી જાણે નહીં. શા માટે? તે સાંભળો; મૂઢ જીવ આગમ પદ્ધતિને વ્યવહાર કહે છે અને અધ્યાત્મ પદ્ધતિને નિશ્ચય કહે છે, તેથી તે આગમ અંગને એકાંત-પણે સાધી મોક્ષમાર્ગ દર્શાવે છે; અધ્યાત્મ અંગને વ્યવ-

કારથી પણ જાણે નહીં, એ મૂઢદષ્ટિ જીવનો સ્વભાવ છે: તેને એ પ્રમાણે સૂઝે જ ક્યાંથી? કારણ કે આગમ અંગ બાહ્ય ક્રિયારૂપ પ્રત્યક્ષ પ્રમાણ છે, તેનું સ્વરૂપ સાધવું તેને સુગમ છે, તે બાહ્ય ક્રિયા કરતો થકો મૂઢ જીવ પોતાને મોક્ષમાર્ગનો અધિકારી માને છે, પણ અંતર્ગર્ભિત અધ્યાત્મરૂપ ક્રિયા જે અંતરદષ્ટિ ગ્રાહ્ય છે તે ક્રિયાને મૂઢ જીવ જાણે નહી; કારણ અંતરદષ્ટિના અભાવથી દષ્ટિગોચર આવે નહિ; તેથી મિથ્યાદષ્ટિ જીવ મોક્ષમાર્ગ સાધવા અસમર્થ છે. (જુઓ શ્રી મોક્ષમાર્ગ પ્રકાશક–શ્રી પરમાર્થ વચનિકા પા. ૩૫૪)



## પ્રકરણ : ૨૯

## જીવની અનાદિથી ચાલી આવતી ભુલો.

૧:—સાત ભૂલોનું વર્ણન.

(૧) શરીર તે હું (જીવ તત્ત્વની ભૂલ)

(૨) શરીરની ઉત્પત્તિથી આત્માનો જન્મ અને શરીરના વિયોગને આત્માનું મરણ માને છે. (અજીવ તત્ત્વની ભુલ)

(૩) રાગાદિ પ્રગટ દુઃખ કરનારાં છતાં તેનું સેવન કરતાં સુખ માને છે. (આસ્રવ તત્ત્વની ભૂલ)

(૪) શુભ બંધના ફળમાં રતિ અને અશુભ બંધના ફળમાં અરતિ માને છે. (બંધ તત્ત્વની ભૂલ)

(૫) આત્માના હિત માટે સમ્યગ્જ્ઞાન મેળવવુ અને તે સમ્યગ્જ્ઞાન પૂર્વક વૈરાગ્ય (રાગ-દ્વેષનો અભાવ) કષ્ટ આપનારા માને છે (સવર તત્ત્વની ભૂલ)

(૬) પોતાની આત્મશક્તિ ખોઈને પાચ ઇન્દ્રિયોના વિષયોની ઇચ્છાઓને ન રોકવાનુ ભલુ માને છે (નિર્જરા તત્ત્વની ભૂલ)

(૭) નિરાકુળતા મોક્ષરૂપ છે એમ માનતો નથી (મોક્ષતત્ત્વની ભૂલ) (શ્રી દૌલતરામજી કૃત છહ-ઢાળાને આધારે)

૨'—આ ભૂલોનુ મૂળ કારણ મિથ્યાદર્શન છે, અને તે અનાદિથી છે, તે કોઇના શીખવવાથી થયુ નથી તેથી તેને નિસર્ગ મિથ્યાદર્શન પણ કહે છે

૩-જીવ અને આત્મા એક જ અર્થમા વપરાય છે

૪-એ ભૂલોને ટાળવી તે સમ્યગ્દર્શન છે, જીવને અનાદિનુ તે પ્રગટ્યુ નથી, માટે પ્રથમ તે ગુણ પ્રાપ્ત કરવો જોઇએ તે પૂર્વે કોઇ વખતે પ્રગટ્યો નથી, માટે પ્રગટે ત્યારે તે 'અપૂર્વ' કહેવાય છે, તેની રીત પણ 'અપૂર્વ' જોઈએ જીવ આ મનુષ્ય ભવમા જો આ કામ નહી કરે તો તેનો સસાર (દુ ખ) રહેવાનો જ છે

'સસાર'નો અર્થ પોતાની શુદ્ધતામાથી સારી રીતે સરી જવુ-ખસી જવું,-સ્ત્રી, કુટુબ, લક્ષ્મી કે બહારની કોઇ ચીજ સસાર નથી

૫-માટે 'પોતાનુ સ્વરૂપ પ્રથમ સમજવુ', એમ અનતજ્ઞાનીઓએ કહ્યુ છે પહેલા પારામા કહેલી ભૂલો

ટળે તો જ જીવ સુખ પામે. શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્ર શરૂ કરતાં પહેલી ગાથામાં જ તે નીચેના શબ્દોમાં કહ્યું છેઃ–
'જે સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુ:ખ અનંત;
સમજાવ્યું તે પદ નમું શ્રી સદ્ગુરુ ભગવંત.' ગાથા. ૧.

સ્વરૂપ નહી સમજવાનું ફળ અનંતુ દુઃખ છે, તેથી એમ થયું કે સ્વરૂપ સમજવાનું ફળ અનંત સુખ છે.

---

## પ્રકરણ : ૩૦

### જીવનાં અનાદિનાં સાત વ્યસન.

૧.–સાત ભાવ વ્યસનો જીવને અનાદિના છે, તે ટાળ્યે આત્મા ઓળખાય છે, માટે તેનું સ્વરૂપ અહીં લખ્યું છેઃ–

૨.–સપ્તભાવ વ્યસનોનું સ્વરૂપ.

[સવૈયા એકત્રીસા]

અશુભમેં હારિ શુભ જીતિ યહૈ દૂત કર્મ,
દેહકી મગનતાઇ યહૈ માંસ ભખિવૌ ।
મોહ કી ગહલ સૌં અજાન યહૈ સુરાપાન,
કુમતિકી રીતિ ગનિકાકૌ રસ ચખિવૌ ॥
નિરદૈ હ્વૈ પ્રાનઘાત કરવૌ યહૈ સિકાર,
પરનારી સંગ પર બુદ્ધિ કો પરખિવૌ ।
પ્યારસૌં પરાઈ સૌં જ ગહિવે કી ચાહ ચોરી,
એ ઇ સા તૌ વિસન ન બિડારે બ્રહ્મ લખિવૌં ॥૨૯॥

(જુઓ સમયસાર–નાટક સાધ્ય સાધક દ્વાર)

૧૪ મન-પરિસ્પંદન) જતા અયોગી સ્વભાવ પ્રગટે છે, તેનું ફળ સિદ્ધપણુ છે. (જુઓ. શ્રીમદ્ રાજચંદ્ર ભાગ-બીજો- પા' -૪૪૯ આક=૫૫૫)

## પ્રકરણ : ૩૧
## સત્ય પુરુષાર્થ.

૧- આત્માનો 'વીર્ય' નામનો ગુણ છે, માટે જીવ અનાદિથી પુરુષાર્થ કરે છે, પણ તે શુભ-અશુભ ભાવમાં કરે છે તેથી જ્ઞાનીઓ તેને અસત્ય પુરુષાર્થ કહે છે. પરનો પુરુષાર્થ થઇ શકતો નથી છતાં જીવ પરનુ કરી શકું એમ માની પુરુષાર્થ કરે છે તે અસત્ય પુરુષાર્થ છે. શરીર પર છે કેમકે તે અનંત પુદ્ગલોનો પિંડ છે, તેમાં જીવનો પુરુષાર્થ ચાલી શકે નહી-છતા તેમાં ઉપાય કરવો તે અસત્ય પુરુષાર્થ છે, મોહ,રાગ-દ્વેષ ટાળવા લાયક છે તેથી જે તેને ટાળવા પુરુષાર્થ કરે છે તેનો પુરુષાર્થ સત્ય છે

૨ —શ્રી પ્રવચનસાર અધ્યાય ૧ ની ગાથા ૮૮ માં નીચે પ્રમાણે કહ્યુ છે -

" જો કે મોહનો નાશ કરવાનો ઉપાય જિનેશ્વરનો ઉપદેશ છે, પરંતુ તેના લાભ માટે પણ પુરુષાર્થ કાર્યકારી છે માટે ઉદ્યમને દેખાડે છે —

जो मोहरागदोसे णिहणदि उवलब्भ जोण्हमुवदेसं ।
सो सव्वदुक्खमोक्खं पावदि अचिरेण कालेण. ॥८८॥

यो मोहरागद्वेषान्निहन्ति उपलभ्य जैनमुपदेशम्
स सर्व दुःखमोक्षं प्राप्नोत्यचिरेण कालेन ॥ ८८॥

૩ —અર્થ—જે પુરુષ વીતરાગ પ્રણિત આત્મધર્મના ઉપદેશને પામી મોહ, રાગ-દ્વેષ ભાવોનો ઘાત કરે છે તે બહુ જ થોડા કાળમાં સંપૂર્ણ દુઃખોથી ભિન્ન (જુદી) અવસ્થાને પામે છે

ભાવાર્થ—આ અનાદિ સંસારમાં કોઈ એક પ્રકારના તલવારની ધારની સમાન જિન પ્રણિત ઉપદેશને પામી જે મોહ, રાગ-દ્વેષરૂપ શત્રુઓને મારે છે તે જીવ શીઘ્ર જ સર્વ દુઃખોથી મુક્ત થઈ (છુટી) સુખી થાય છે. જેમકે સુભટ તલવારથી શત્રુઓને મારીને સુખથી રહે છે, એથી હું સર્વ પ્રકારે ઉદ્યમી થઈ મોહનો નાશ કરવા માટે પુરુષાર્થમાં સાવધાન થઈ બેઠો છું.

૪—શ્રી મોક્ષમાર્ગ પ્રકાશકમાં આ સંબંધમાં નીચે મુજબ (પા ૩૧૧ માં) કહ્યું છે—

પ્રશ્ન—મોક્ષનો ઉપાય કાળલબ્ધિ આવતા ભવિતવ્ય અનુસાર બને છે કે મોહાદિકનો ઉપશમાદિ થતાં બને છે, કે પોતાના પુરુષાર્થપૂર્વક ઉદ્યમ કરતાં બને છે? તે કહો જો પહેલા બે કારણો મળતાં બને છે તો તમે અમને ઉપદેશ શા માટે આપો છો? તથા જો પુરુષાર્થથી બને છે તો સર્વ ઉપદેશ સાંભળે છે છતાં તેમાં કોઈ પુરુષાર્થ કરી શકે છે તથા કોઈ નથી કરી શકતા—તેનું શું કારણ?

### મોક્ષ સાધનમાં પુરુષાર્થની મુખ્યતા.

( જુઓ મોક્ષમાર્ગ પ્ર પા ૩૧૧-૩૧૨ )

ઉત્તરઃ–એક કાર્ય થવામાં અનેક કારણો મળે છે. મોક્ષનો ઉપાય બને છે ત્યાં તો પૂર્વોકત ત્રણે કારણો મળે છે, તથા નથી બનતો ત્યાં એ ત્રણે કારણો નથી મળતાં; પૂર્વોકત ત્રણે કારણો કહ્યાં તેમાં કાળલબ્ધિ વા ભવિતવ્ય તો કોઇ વસ્તુ જ નથી, જે કાળમાં કાર્ય બને તે જ કાળલબ્ધિ તથા જે કાર્ય થયું તે જ ભવિતવ્ય. વળી કર્મના ઉપશમાદિક છે તે તો પુદ્‌ગલની શકિત છે, તેનો કર્તા–હર્તા આત્મા નથી, તથા પુરુષાર્થપૂર્વક ઉદ્યમ કરવામાં આવે છે તે આત્માનું કાર્ય છે માટે આત્માને પુરુષાર્થ પૂર્વક ઉદ્યમ કરવાનો ઉપદેશ આપીએ છીએ. હવે આ આત્મા જે કારણથી કાર્ય સિદ્ધિ અવશ્ય થાય તે કારણરૂપ ઉદ્યમ કરે ત્યાં તો અન્ય કારણો અવશ્ય મળે જ અને કાર્યની સિદ્ધિ પણ અવશ્ય થાય જ, તથા જે કારણથી કાર્યસિદ્ધિ થાય અથવા ન પણ થાય તે કારણરૂપ ઉદ્યમ કરે તો ત્યાં અન્ય કારણ મળે તો કાર્ય સિદ્ધિ થાય, ન મળે તો ન થાય. હવે જિનમતમાં જે મોક્ષનો ઉપાય કહ્યો છે તેનાથી તો મોક્ષ અવશ્ય થાય જ, માટે જે જીવ શ્રી જિનેશ્વરના ઉપદેશ અનુસાર પુરુષાર્થપૂર્વક મોક્ષનો ઉપાય કરે છે તેને તો કાળલબ્ધિ વા ભવિતવ્ય પણ થઇ ચૂકયાં તથા કર્મના ઉપશમાદિ થયાં છે ત્યારે તો તે આવો ઉપાય કરે છે; માટે જે પુરુષાર્થપૂર્વક મોક્ષનો ઉપાય કરે છે, તેને તો સર્વ કારણો મળે છે અને અવશ્ય મોક્ષની પ્રાપ્તિ થાય છે, એવો નિશ્ચય કરવો. તથા જે જીવ પુરુષાર્થપૂર્વક મોક્ષનો

# ★ શુદ્ધિ પત્રક ★

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦ | ૧૦ | ભાવ ક્રિયા તે | ભાવ ક્રિયા કે |
| ૨૪ | ૧૧ | ફેલાવનાર | ફેલાનાર (-દ્રવ્ય) |
| ૨૬ | ૬૦ | શરીરને ક્રિયાનો | શરીરની ક્રિયાને |
| ૩૪ | ૧૫ | દષ્ટાંતમાં | દાર્ષ્ટાંતમાં (સિદ્ધાંતમાં) |
| ૩૪ | ૧૭ | દષ્ટાંતને | દાર્ષ્ટાંતને |
| ૩૫ | ૨૦ | અંનુભવન....... આવે છે. | આ કાઢી નાખવું |
| ૩૫ | ૨૨ | भापांतरच्छिदे | भावांतरच्छिदे |
| ૩૮ | ૫ | તેથી તેનું | તેથી તે છોડવા માટે તેનું |
| ૪૦ | ૧૯ | જ્ઞાયકરૂપ છું | જ્ઞાયકભાવ છું |
| ૪૦ | ૨૩ | રાગનો, જે | રાગનો જ |
| ૪૧ | ૧૧ | પોતાનું | પોતાને |
| ૪૧ | ૨૨ | પ્રત્યક્ષ પણ | પ્રત્યક્ષરૂપ પણ |
| ૪૨ | ૧૦ | હું આત્માને | હું આત્માના |
| ૪૨ | ૧૭ | મુકિતનું અવલંબન | મુકિતનું અવલંબન |
| ૪૪ | ૪ | છે કે કેવળી- | છે કે આત્માને કેવળી |
| ૪૫ | ૧૦ | થયું છે કે | થયું છે કે કેમ |
| ૪૬ | ૧૬ | એવા તથા કુદર્શ-નનું છોડવું | એવાના તથા કુદર્શની-ઓના સંગને છોડવો |

| | | | |
|---|---|---|---|
| ૪૮ | ૫ | સાધુઓ છે તે તેઓ | સાધુઓ છે તેઓ |
| ૫૭ | ૧૦ | તે ચારિત્ર અપે- | તે 'કર્મેતિ ક્રિયા' છે, |
| | ૧૧ | ક્ષાએ'કરોતિક્રિયા' છે, | |
| ૫૯ | ૧૯ | ક્રિયા- | ક્રિયા, |
| ૫૯ | ૧૯ | શકુ, | શકું, |
| ૫૯ | ૨૦ | પગ, | પગ |
| ૬૦ | ૨૦ | અશુભ કરન | અશુભ કરમ |
| ૬૪ | ૧૪ | ૮ | ૯ |
| ૬૪ | ૧૭ | પ્રકરણ-૨૨ | પ્રકરણ ૨૩ |
| ૬૫ | ૧ | તેનો | તેને |
| ૬૫ | ૨ | ( Sendo ) | ( Sendo ) |
| ૬૬ | ૩ | એકાગ્રતા- | [illegible] |
| ૬૯ | ૧૫ | તે કહ્યુ છે | જે કહ્યું છે |
| ૭૦ | ૫ | એ પાઠ જાણવા | [illegible] |
| ૭૦ | ૨૩ | અનુભવન છે) | અનુભવ) છે |
| ૭૨ | ૬ | ભવિકાળનુ | [illegible] |
| ૭૨ | ૧૦ | પરાખતો | [illegible] |
| ૭૨ | ૧૫ | સ્વરૂપ છે, અને | [illegible] અને |
| ૭૪ | ૪ | માત્ર જ્ઞાન જ | [illegible] |
| ૭૭ | ૬ | તે સ્વરૂપ છે, | [illegible] |
| ૮૦ | ૧૪ | કરશે ? | [illegible] |
| ૮૩ | ૧૦ | પ્રકરણ ૮ | [illegible] |
| ૮૫ | ૮ | ટકા, | [illegible] |

| | | | |
|---|---|---|---|
| ૯૬ | ૧૫ | પવિત્રતા શું તે | પવિત્રતા એટલે કે |
| | ૧૬ | એટલે કે આત્મા- ના સ્વરૂપને.... | આત્માનું સ્વરૂપ શું તે |
| ૯૭ | ૨૧–૨૨ | થાય થાય છે | થાય છે |
| ૯૯ | ૧૫ | અભિઘાત કરવા | અભિઘાત કરવા જેવા |
| ૧૦૫ | ૧૫ | 'નિર્જરા પામે છે, | 'નિર્જરા' નામ પામે છે, |
| ૧૦૭ | ૧૨ | એ કારણ | એ કારણે |
| ૧૦૭ | ૨૦ | જોડાય તો | જોડાય તો. |
| ૧૧૧ | ૧૮ | સમયસારનાટકમાં | સમયસાર નાટક- માં અનેક ઠેકાણે કહ્યું છે; જુઓ– |
| ૧૧૩ | ૨૩ | ક્રોપ કરીએ ? | કોપ કરીએ ? |
| ૧૧૭ | ૧ | પર વડે કરી | પર વડે કૃપણ કરી |
| ૧૧૭ | ૧૧ | કૃપણભાવે થાય | કૃપણભાવે |
| ૧૨૨ | ૯ | પરમાર્થ સમજાવે | પરમાર્થ સમજે |
| ૧૨૨ | ૨૩ | છે તેને | છે તે |
| ૧૨૩ | ૬ | તેમ પણ | તેમ અને, પણ |
| ૧૩૨ | ૬ | પ્રકરણ–૨૦ | પ્રકરણ–૨૧ |
| ૧૩૨ | ૭ | આસ્રવ પોતે | પોતે આસ્રવ |
| ૧૩૨ | ૧૯ | વ્યવહારની સમજણ | વ્યવહારની સમજણનું સ્વરૂપઃ– |
| ૧૩૩ | ૭ | અભાવથી | અભાવથી અંતર ક્રિયા |
| ૧૩૪ | ૨ | વૈરાગ્ય. | વૈરાગ્ય |



## અને એ માટે સત્શાસ્ત્રો જરૂરી છે

| | |
|---|---|
| શ્રી સમયસાર પ્રવચન | ૩-૭-૦ |
| શ્રી મોક્ષમાર્ગ પ્રકાશક | ૩-૦-૦ |
| શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્ર પ્રવચનો | ૩-૩-૦ |
| શ્રી સત્તા સ્વરૂપ | ૦-૬-૦ |
| શ્રી જૈન સિદ્ધાંત પ્રવેશિકા | ૦-૮-૦ |
| શ્રી દ્રવ્ય સંગ્રહ | ૦-૩-૦ |
| શ્રી અપૂર્વ અવસર પ્રવચનો | ૦-૮-૦ |
| શ્રી સર્વ સામાન્ય પ્રતિક્રમણ | ૦-૮-૦ |
| શ્રી આત્મધર્મની ફાઈલ | ૩-૪-૦ |
| શ્રી આત્મસિદ્ધિ | ૦-૬-૦ |
| શ્રી અનુભવ પ્રકાશ | ૦-૭-૦ |
| શ્રી બાર ભાવના | ૦-૪-૦ |
| શ્રી સમયસાર (ગુજરાતી) | ૦ ૨ ૦ |
| શ્રી સમયસાર (ગુટકો) | ૦ ૫ ૦ |
| શ્રી મોક્ષની ક્રિયા | ૦-૧૨-૦ |

સૌનું ટપાલ ખર્ચ જુદું

પ્રાપ્તિ સ્થાન
શ્રી જૈન સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટ
સોનગઢ
(કાઠિયાવાડ)